# ગામરેની ગોરી.

૪૫૪ નાટક ૩ અંકી.

આલફ્રેડ નાટક મંડળીને માટે

ઈંગ્રેજી ઉપરથી પારસી સંસારને લાગુ પાડી

રચનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

“ખુશરો ... પરીચેહેર,” “કાચ્ચા માનની ખરાબી,”

ઇત્યાદીના કર્તા.

શોકીન મજનની સગવડ માટે છપાવી પ્રસિદ્ધ કરનાર

આલફ્રેડ નાટક મંડળીના એકલા માલેક

કાવસજી પાલનજી ખટાઉ.

**મુંબઈ:**

**મહમ્મદઅલી દાઉદખાંનના**

ધી રાઈઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યો છે.

કીંમત આઠ આના.

૪૨૮૪

# ગામરેની ગોરી.

નાટક ૩ અંકો.

---

આલફ્રેડ નાટક મંડળીને માટે

ઈંગ્રેજી ઉપરથી પારસી સંસારને લાગુ પાડી

રચનાર


બહેમનજી નવરોજજી કાબરાજી,

"ખુશરો અને પરીચેહેર," "કાચ્ચા કાનની ખરાબી,"

ઇત્યાદીના કર્તા.


---


શોકીન મજાની સગવડ માટે છપાવી પ્રસિદ્ધ કરનાર

આલફ્રેડ નાટક મંડળીના એકલા માલેક

કાવસજી પાલનજી ખટાઉ.

---

મુંબઈ:

મહુમ્મદઅલી દાઉદખાંનના

ધી રાઈઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યો છે.

---

કીંમત આંઠ આના.

# દીબાચો.

નાટક નિતીની નિશાળ છે, અને તેથી નાટકના તખ્તાને જેમ બને એમ ધ્યાન ખેંચનારો અને ચાનક આપનારો બનાવા કાજે તે ઉપર અગત કરીને બીલકુલ સાદા, સંસારી, રોજના ચાલુ બનાવોને બરનાજ નાટકો રજુ થવા જોઇએ એવું મારૂં હમેશનું આધીન મત છે. તેજ મતને અનુસરીને તેજ ઢપ ને ધોરણ ઉપર લખેલો આ મારો નવો પારસી સંસારી નાટક નામે **"ગામરેની ગોરી"** મારા આગલા સઘલા નાટકો કરતાં ઘણો વધારે લોકપસંદ થઈ પડશે એવી આશા છે, કેમકે તે મારા આગલા નાટકો જયારે એમેચ્યુર દોસ્તોને હાથ રજુ થવા પામ્યા છે, ત્યારે આ નવો નાટક મેં આલફ્રેડ નાટક મંડળીને માટે ખાસ ફરમાસથી લખેલો હોવાથી એ કંપનીના કસાયલા અને બાહોસ ખેલાડીઓ હસ્તક તે મારા આગલા નાટકો કરતાં સ્વભાવીક રવેસે વધતો ઇનસાફ પાંમશે, અને તેના પરીણાંમમાં તે શોકીન પ્રજાને વધતો પસંદ આવશે એમ માનવાનો મને વિશ્વાસ છે.

"ગામરેની ગોરી" ઇંગ્રેજી ઉપરથી ઉપજાવી કાડેલો એક ખેલ છે, કે જે ઓહલા ફેરફાર અને ઘટીટ વધારા સુધારા સાથ દેશી શોખ અને અવસ્ય કરીને પારસી સંસારને લાગુ પાડી મેં રચ્યો છે. ખરી રીતે કહીએ તો જાંણે "ગામરેની ગોરી" મારી રચેલી વારતા "ધીરજનાં ધન" ની બીજી આવૃતી છે, કેમકે તે વારતાની મારી છપાએલી ૧૦૦૦ પ્રત જયારે લગભગ ખપી રેહેવા આવી છે, ત્યારે તેજ વારતા નાટક રૂપે નવી રવેસે રજુ કરવાને મને સુભાગ્ય જોગ થયો છે.

વળી મારે અતરે જણાવવાને ભુલવું ન જોઈએ કે આ નાટક આલફ્રેડ નાટક મંડળીના માલેક મી૦ કાવસજી પાહલણજી ખટાઉને તેઓની ઘણીક કીંમતી સહલ્લાહો ને સુચનાઓ માટે અવસ્ય ઉપકારી છે, અને તે ઉપકાર અતરે માન્ય કરવાને મને ઘણી ખુશી ઉપજે છે. મી૦ ખટાઉએ પોતાની કુંપની માટે આ નાટક ખાસ લખાવતાં તેમના નાટક સંબંધી પોતાના લાંબા અને પુખ્ત અનુભવ સાથ મને એવા ઘણાક કીંમતી સુધારા સુચવ્યા છે, કે જે સુધારા વગર રજુ થતાં એ મારો ખેલ જેટલો લોક-પ્રીય નીવડી શકતે તેથી ઘણીક હદ સુધી મજકુર સુધારાઓથી વધારે લોક પ્રીય થઈ પડવાની મને વકી રેહે છે.

ગાયણો વીશે બી એજ મકસદને મલતો ખુલાસો આપવાની હું ફરજ સમજુંછું. મારા આગલા બધા નાટકોપેરે આ ખેલમાંબી (કંચ-નીઓનાં ત્રણ ઉરદુ ગાયણો અને કલજુગનો એક ગરબો તથા ગુલાંનુ એક ઇંગ્રેજી ગાયણ બાદ કરતાં) સઘળાં મારીજ નાકેસ શકિતનું પરીણાં છે, અને તોબી આ ખેલનાં ગાયણોમાંબી જો હું આગલા કરતાં કંઈ વધુ ફતેહમંદ દેખાવ કરી શકું તો તે મી૦ ખટાઉએ સુચવેલા કીમતી સુધારાઓ ને કાબેલ સહલ્લાહોનુંજ પરીણામ છે.

વળી આ આખો નાટક મેં ઘરેઘર ચાલતી (Colloquial) ચાલુ બરની એબારતમાં લખેલો હોવાથી જોડણી વીગેરેનું અશુધ્ધપણું તેમાં ડગલે ડગલે ને ઢગલે ઢગલે જોવામાં આવશે, પણ વાંચનારે મેહેરબાનીની રાહે યાદ રાખવાનું છે કે એ નાટક જેમ બને એમ સંસારો બનાવા ને બતાવા એ અશુધ્ધપણું મને જાંણી જોઇને દાખલ કરવું પડયું છે; અને છેલ્લે, એ બધા ખુલાસા સાથે મારે ઉમેદ રાખવાની છે કે આ ખેલ નાટકની શોકીન પ્રજાના પુરતા આવકાર અને આસરાને દરેક પ્રકારે પાત્ર જણાશે.

બ૦ ન૦ કાબરાજી,

બનાવનાર.

## નાટક પાત્ર.

### મરદો :—

**મેહેરજીભઇ મેહતા**...સુરતનો એક મધ્યમ સ્થીતીનો અને સુધરેલા વીચારનો બુરજીગર.
**જાલેજર**..............મેહરજીનો વરસોથી ગુમ થયલો વડો ભાઇ.
**અરદેશર** ............જાલેજરનું છુપું નામ.
**જહાંગીર** .........મેહરજીનાં ઘરમાં બચગીથી ઉછરેલો એક જવાંન પાછલથી સિધ્ધ થયલો સપલસાહનો બેટો.
**અરજો** ...............જહાંગીરનું છુપું નામ.
**કાઉસ** ...............મેહરજી તથા જાલેજરનો ભત્રીજો.–એક સુસ્ત્રો.
**મંચેરશા મીંઢા**, **તેહમુરસ તુમાખી** — મેહરજી તથા જાલેજરના ખવેવી.
**સપલસાહ સાહુકાર**...એક ધનવાન સેઠયો. જહાંગીરનો દોસ્તને પાછલથી સિધ્ધ થયલો તેનો બાપ.
**પેસતનશાહ** ........જાલેજરનો સોલીસીટર.
**ખરશેદજી ખાનદાની**..જહાંગીરનો એક દોસ્ત
**બેહરાંમ**...............એક જંગલી ઈરાની છોકરો.–ખરશેદજીનો નોકર.
**કીકલો** ...............એક લાલ્યો.–ખરશેદજીનો બીજો નોકર.
**ભાંણ્યો** ...............કીકલાનો ભાઇ.
**હોરમજજી**...............એક ઘડયાલી.
**હીજો** ..............., **ધનજી** ............, **ભીખો** ............ — માતબર મેહેલના નોકરો.

### ઓરતો :—

**ગુલબાંનું**...............મેહરજીની બેટી.
**દીની** .................એક નોસાકરી છોકરી.- કાઉસની પરણી બાયડી.
**નાજાં**...................મંનચેરશાની બેટી.
**શીરીન** ...............તેહમુરસની બેટી.
**કીકલી**..................કીકલાની બાયડી.
**ભાંણકી** ...............ભાંણ્યાની બાયડી.

એ ઉપરાંત ફીરંગી દરજી, પોસ્ટવાલો, ચણાવાલો, નીરાવાલો, કંચનીઓ વિગેરે વિગેરે.

**સ્થળ**...................સુરત અને મુંબઈ.
**વખત**...................ચાલુ.

# ગામરેની ગોરી.

## અંક ૧ લો--પ્રવેશ ૧ લો.

(સ્થળ સુરત. મેહુરજીભાઇ મેહુતાનાં ઘરનું એક દીવાન
(ખાનું. ફરનીચર મધ્યમ. ગુલાં ભરત ભરતાં ગાય છે.

**"જગત સારી પ્રભુ તુંજ બલીહારી રે."**—એ રાહ.

જગતવાલી! સઉ તુંજ બલીહારી રે.
દીપે ખુબી ખુબ જગતમાં નીત ન્યારી રે, ન્યારી.—જગત૦
નહીં સહજ રજ બી ફોકટ તેં સરજાવી રે.
કહીં ગરજ ગજને રજની તેં ફરમાવી રે,
ભરી હીત રીત કરી જગ તેં જારી રે, જારી.—જગત૦
પશુ પંખી જીવજંત ને નર નારી રે,
તુંને ડગલે પગલે જગમે છે ઉપકારી રે,
બજે નામ કામ—રચના છે ન્યારી રે, ન્યારી.—જગત૦

(ગાયણ પુરૂં થતાં મેહુરજી દાખલ થાય છે.)

**મેહુરજી**—દીકરી ગુલાં, તું અહીં છે કે? હું તુંને કાહારનો બીજા ઓરડાઓમાં જોયા કરતોતો?

(બેસે છે.)

**ગુલાં**—હા બાવાજી, હાથમાં કંઇ કામ નહીં હોય તારે વખત જાંણે મારેલો નીઠતો કે હઠતો નથી, ને તેથી તેમ વખત ગુમાવા કરતાં કંઈ ને કંઇ ગાઈને આય કામ કરવામાં મને વધારે ગમત પરેચ.

**મેહુરજી**—એ સારી વાત છે, દીકરા. આખ્ખાખાખાણીની કાંની

અયાસી જીંદગી ગુજારવા કરતાં હારકાં કસીને તનને કસરત આપતાં રેહવુ એના જેવું બીજું કંઇ નહીં: પન વારૂં ગુલાં, હવે પેલા આપરા પહરોના અરદેશરજી તારા સાથ કેમ ચાલેચ? હવે તેવણની માંદગીમાં તો સુધારો છે ની?

(અરદેશર છુપો આવી સાંભલે છે.)

**ગુલાં**—હા બાવાજી, હવે તો ઘણો સુધારો છે. મને બીચારા એ ડોસાજીની ઘણી દયા આવેચ, પણ બાવાજી એવણ કેહચ તે શું ખરૂ હોસે કે આએ આખ્ખી દુન્યામાં એવણનું કોઈ સગું વહાળું છેજ નહીં!

**મેહરજી**—હોય બી દીકરી, એમાં અજાયબ થવા જેવું કંઇ નથી, સબબ આ દુન્યામાં એવા નમાયાં લોકોનો કંઈ ટોટો નથી.

**ગુલાં**—ને તેથી મને એવણની ઘણી દયા આવેચ, બાવાજી. એવણને મરતેતોલ હાલતમાં આપરે રસ્તામાંથી ઉંચકીને ઘેરમાં લાયાં તે દાહરથી એ ડોસાજી આપરાં કુટુંબમાંના એક હોય તેમ આપરેજ તાંહ ઘેરબાર માંડીને પરોતાઈ ગીયાચ, તેથી હવે એવણ આપરાં ઘેરમાંથી જાય તે તો બરયું મહને જરા નહીં ગમે. હું એવણને કાકાજી કેહુંચ ને તમે માનસો ? જાંણે એવણ મારા સગા કાકા હોય તેમ કંઈ હવે મને એવણ પર હેત છુટેચ !

**મેહરજી**—એ તારા સદાના સખી ને માયાવંતા દીલગુરદાની તાસીર છે, મારી દીકરી. તું બચગીથીજ તારા કરતાં વધારે ગરીબો તરફ એટલી રેહેમદીલ થતી આવીચ.

**ગુલાં**—(હસીને) જો જો હં બાવાજી. તમે એમ મારાં મોનાં પર મારી.તારીફ઼ો કરી કરીને મહને છગાવી મેલસો હં ? (જરા થોબીને) પણ મને કેહવોની બાવાજી કે તમે એ અરદેશરજીને હવે તો અહીંજ રહેવા દેસો કેની ?

**મેહરજી**—પણ મને સાંની અરચન મારી દીકરી? ને તે કરતાં તુંને જેમ એની પર હેત દોરેચ તેમ મને બી એક બાઈ કરતાં એની પર ઓછું હેત નથી દોરતું. ખરેખર, હવે એ ડોસાજી જો અહીંથી ધામો ઉઠાવાની ઉઠાંગરી કરે તો હું બી ઘણો દલગીર થાઉં: પણ ગુલ, હાલ તુરત એ વાત જવા દે ને કંઈ ગા.

ગુલાં—સું ગાઉં બાવાજી?

મેહરજી—તારે ગમે તે ગા. તારૂં ગાવાનું મને એટલું મીઠું લાગેચ કે તું જે ગાસે તે મને ગમસે.

ગુલાં—તારે તમે કેહવો તો બેહસ્તન માયજી વીશે મને મારા કવીએ જે નવું ગીત સીખવ્યુંચ તે ગાઉં? ખરૂં કેહુંચ બાવાજી, એ ગીત ગાતી વખત મને માયજી યાદ આવેચ, તારે મારાથી રરયા વગર રેહવાતું નથી.

મેહરજી—હવે એ વાત જવા દે, ને કંઈ ગા.

રાગ—ભેરવીની ગત.

ગુલાં—હાય! હાય! માએ કાંએ ગઈ તું વીસારી
નીરાધારી છોડી તારી બેટી પ્યારી?—હાય.
માય માય હું પુકારી, હાય હાય કરૂં જારી,
મેલી મુજને માદર મારી, સીધી જન્નતમેં સીધારી,
સખ્ખે સુતી ફુલવારી, સુખીયારી થાઈ ભારી,
હું તો રહી દુઃખીયારી, માદર મારી—માદર પ્યારી,
બેકરારીની કટારી કારી હૈયું નાખે ફારી.—હાય.

મેહરજી—દીકરી ગુલાં, તેં ઘણી ગમખાર ગેઈગુજરીની યાદ આપનારૂં ગાયણ મને સંભળાવ્યું, પણ એબી ઠીકજ થયું. તારી બેહસ્તન માયને લગતા એ તારાં ગીતથી મને તે મરનારની છેલ્લી ઘરીની એક અરજની વાત યાદ આવી.

ગુલાં—તે સું વાત છે, બાવાજી?

મેહરજી-દીકરી, તે વાતમાં ઘણી દુરઅંદેસીથી નીગાહ પુગારવાની છે.

ગુલાં—મરેરે મુઈ એવી તે સું માહાભારત વાત હોસે, કેહેવોની બાવાજી?

મેહરજી—તે વાત તારી શેહાદીની છે, મારી દીકરી.

ગુલાં—(હસી પડીને) આ તમે ડોસા થાઓરે, બાવાજી! હું મકું જે

સું એક દુરઅંદેસીની માહાભારત વાત કરવાની હોસે! પણુ વારૂં એમાં માયજીની મરજીની સું વાત આવી ?

**મેહરજી**—એ બેહસ્તનની એવી મરજી ઉતી કે દાહારો વારો આવતાં તુંને આપરા જહાંગીર સાથેજ પણનાવી આપવી.

**ગુલાં**—હા, પણુ જહાંગીરનાં માય બાપની વાત તો તમુને ખબર બી નથી ? વરી તમેજ કેહોચ કેની કે એ બીચારો છેક દુધમલ બાલક ઉતો તારનો તમે એને રસ્તેથી ઉપારી આજ વેર પાલ્યો ને મોટ્ટો કીધો ?

**મેહરજી**—છેક તેમજ નહીં દીકરી. જો એ જહાંગીરની હાલત હું હમનાં તુને કંઈક વધારે વીગતથી સમઝાઉં. તારો જનમ થયો તે વાતની પાંચ વરસ આગમચ હું તારી માગને લેઈને તારી ફુઈઓને તાંહ મુંબઈ ગાયોતો, તે વખતે પાછાં ફરતાં સ્ટેસન પર એક નહીં માનવામાં આવે એવો સંજોગ થયો. કોઇ બીચારી દેખતી રીતે જવાંન ને દેખાવલી પણ તદન ચીહરેહાલ ને વાખાની મારેલી બઈરીએ મારી આગલ આવી મને અરજ કરી કહયું કે "આય બચ્ચાંને જરા એક મીલીત સંભાલસોજી ?" મેં તેની એ અરજમાં ગેરકાયદે કંઈ જોયું નહીં, સબબ મને લાગુ કે તે બીજી પલે પાછી આવીને તે બચ્ચાંને લેસે, ને તેથી તે અબલા પર ધ્યાંન આપવા પેહેલ્લાં હું ને તારી માય તે ગુલાબ જેવાં બચ્ચાંને રમારવા ને હસાવા પરયાં.

**ગુલાં**—ને પછી તે માય તે બચ્ચાંને પાછી લેવા આવીજ નહીં ?

**મેહરજી**—બીલકુલ નહીં! અમે વાટ જોતાં થાકી ગીયાં, ને તે નહીંજ આવી તારે ઘણાં ઘભરાયાં. તે પછીથી મેં બધે તે બૈરીની જુસ્તેજો ચલાવી, મુબઇની પોલીસને બી એ અજબ બનાવ વીસે ખબર આપી, પણુ કેથે તે મલી આવી નહીં!

**ગુલાં**—મરેરે, કેટલું અજબ જેવું! પણુ તારે તે પસુ બચ્ચાને તમે સાથે અહીં લાયાં કે?

**મેહરજી**—હા. જાણે એજગબી મલી ગીયું હોય તેમ મલેલાં એ બચ્ચાંને તારી માયની મરજીથી આપરાંજ ઘેરમાં લાવીને રાખ્યું. તે એક છોકરો ઉતો, ને તે આપરો જહાંગીર.

**ગુલાં**—પણ બચારા જહાંગીરને તેની માએ એમ અજબ જેવી રીતે સું કરવા તજી દીધો હોસે? બાવાજી, તે કંઇ તરતનું જનમેલું બચ્ચું તો નહીં હતુ ની?

**મેહરજી**—નહીં, ખચીતજ નહીં. તે વખતે દેખીતી રીતે તેની ઉમ્મર છ મહીનાની આસપાસની હતી. તેથી એટલું તો ચોકકસ થતુંતું કે તે કમનસીબ માતાએ પોતાની નામોશીનાં પરીનામ તરીકે એ બચ્ચાંને તજયુંતું નહીં, પણ પોતાનો ને પોતાનાં બચ્ચાંનો ગુજારો કરવાનો એક બી રસ્તો નહીંજ સુઝયાથી સેવટે આએ રસ્તો પકરી તેણીએ પોતાની હઈઆતી આખર કીધી હોય: પણ એ બધી વાત જવા દે દીકરી ગુલ, ને હવે આપરે અસલ હાથ ધરેલી વાતપર પાછી આવ. મને કેહ તારે કે સું તું દીલની ખરી ખુશીથી જહાંગીરને તારા ખાવંદ તરીકે બાહાલ રાખસે?

**ગુલાં**—(શરમઈને) પણ બાવાજી, તે બરયું મને સું પુછોચ જો?

**મેહરજી**—તુંને એક લાખ વખત પુછવાનું, મારી બેટી. જહાંગીર સાથ તું પણવાની છે, હું નહીં; ને તેથી મારી મંજુરયાત ઉપરાંત તારી મરજી ને બાહાલીની એમાં બેવરી જરૂર છે. જે કમબખત માએબાપો પોતે પણવાનાં હોય તેમ કારજનાં પાટયાં પોતાની પસંદગીનાં ગોઠવીને લગનો કરેચ, તે લોક બાજે વખત પોતાનાં બચ્ચાંનાં ખુંની છે. મારી દીકરી, મેં તુંને આએ ગામરેના એકાંતવાસ વચ્ચે ઉધારીચ, કેમકે એ ગામરેની તનદરોસ્ત હવા મને ને મારાં બચ્ચાંઓને વરસોથી માફક આવેલી છે, ને તેથી, જોકે શેહેરી ફીસીયારીઓ ને રાહરસમો કરતાં ગામડાંની સાદાઇ હું આજ વેર જયાદા પસંદ કરતો આવેલો છેઉં, તોબી લાયક છુટાપણાં ને મુંબઈ શેહેરના સાચ્ચા સુધારાઓનો આએ એકાંતવસના એક ખુનાંમાં બી હું શત્રુ નહીં પણ ઓરતવાર હીમાયતી છેઉં.

**ગુલાં**—(હસીને) મરેરે, બાવાજી, તમે તો આજે જાણે મારી આગલ વાયેજી કરોચ!

**મેહરજી**—નહીં દીકરી, તું એમ મારી વાત ઉડાવ ના. હું સારી રવેસે જાણુંચ કે જો જોવા જસું તો મુંબઇની સુધરેલી દુન્યામાંથી બી

તારાં હોસાંન ને સાહલેસઈને સબબે ઘણાક કુલવાંન ને ધનવાંન જવાંનો તારા હાથની ઉમેદવારીમાં આગલ પરસે, પણ મને અનુભવે સીખવ્યુંચ કે જે ભલઈ ને સાહલેસઈ એક ગરીબની ઝુંપરીમાંથી મલી આવેચ તેજ સદગુણો એક તવંગરની હવેલીમાં તેટલા સસતા મલી આવતા નથી. એટલા વાસ્તે, તેવા એક છકેલ, બેહેકેલ, શેહેરી ઉમરાવ કરતાં આપરો આએ વાપરેલો, વસેલો, સદાનો સાદો પન સલુકઈવાલો બુરજીગર જહાંગીર તારા ભવીસના ભરથાર તરીકે તુને સેહેંકરો દરજજે વધુ સુખી કરી શકસે એવું મારૂં મત છે, ને તેથી હવે તું મને તારો સેવટનો જવાબ આપ.

**ગુલાં**—બાવાજી, તમે જે કેહસો તે હોકમ હું મારે માંથે ચહ-રાવસ. તમારા વગર આએ દુન્યામાં મારૂં બીજુ કોણછે દારૂં? તમે જે કરસો તે મારૂં ભલુંજ કરસો.

**મેહરજી**—મારી આંખોથી મારાં બચ્ચાં, ન તારે ચાલ, દીકરા, હવે જસું. ખેતરમાં નવી પુરણીનું કામ ચલાવેલું છે, ને જોકે જહાંગીરની દેખરેખ પર મને પુરતો એતબાર છે, તોબી સહવારથી મેં તાંહાંનો સરે-સ્તાનો ફેરો લીધોજ નથી, એટલે એક લટાર મારી આવતે.

**ગુલાં**—ચાલો બાવાજી હું તમોને બારણાં વેર મુકવા આઉં.

(મેહરજી અને ગુલાં જાય છે--અરદેશર બાહાર આવે છે.)

**અરદેશર**—(એકલો-જરા થોબીને) ભલાંની ભલાઇજ છે. હું દુન્યાનો ફરેલ છેઉં, ને લોકમાં કેહતી છે તેમ જમાને ખાધેલ છેઉં. આએ ભલો બુરજીગર મેહરજીભાઈ ને તેની તેવીજ અશરાફ દીકરી ગુલ મને ભાઈ ને કાકાના મોહોબતભર એલકાબથી બોલાવેચ, ને તેઓ જયારે નીરદોશ ભોલાઈની ભલાઈમાં એ માન મને એક અજાણા તરીકે આપતાં આવેચ, તારે તેઓને કેટલી થોરી ખબર છે કે હું એ મેહરજીનો સગો ભઈ ને એજ ગુલાંનો સગો કાકો છેઉં! (ગમ ખાઈને) મારી કરણી ઘણી ભુંડી છે. મારા વાંક ઘણી તોજેસને લાયકના છે. બગાબર ચાલીસ વરસની વાતપર સફરના માહરા શોખથી પચ્ચીસ વરસની ભર જવાન વયે દરયામાં ઝીપ-લાવી મેં મારી પસંદગીનો જાણે દેશવટો લીધો, ને પછી કાફરી લોકો

વચ્ચે વસી મારાં ઘરબાર, મારાં જણેતાં સગાં વહાલાં ને અફસોસ! છેલ્લે મારી દીન ને મારા ખુદા વટીકને હું ભુલી ગીયો, એ વાતનો જ્યારે હું ધીરજથી ખ્યાલ કરૂંચ તારે ગોયા હું મગજથી બે મગજ બની જતો હોઉં એવી જાલેમ લાગણીઓ મને આજેજ કરી મેલેચ. (થોભે છે) મને દુન્યાઈ હવસોએ લલચાવ્યો; મારૂં જવુંજ એવી જગયાએ ને રેહવુંજ એવાં નેહસ્ત મુકામપર થયું કે જાંહાં પઈસાનો પરદો મારી આંખ આરો ફરી વલ્યો, ને તેણે મને આએ દુન્યાથી બાતલ બાકાત બનાવી ગોયા એક નવીજ દુન્યામાં લઈ જઈ ઊતારયો. (ગમ ખાય છે.) પણ નહીં. તે સાહેબની મારે શોકરગુજારી કરવીચ કે મરવા પેહેલાં ચાલીસ વરસેબી મને મારાં સગાં વહાલાંઓ તરફની પવીત્ર ફરજની યાદે સજાગૃત બનાવ્યો, ને તેણે મારી છાતીમાં પસ્તાવાની એક આગને પજરાવી મને અતરે પાછો હડસેલી આપ્યો. હું અહીં ચાલીસ વરસે પાછો આયો, ને મારૂં ખરૂં નામ જાલેજર છુપાવાં મેં અરદેશરનું ખોટું ધારણ કરેલું નામ યોકયુંચ. હવે મને મારાં પોતાવત માટે કેણુ કેણુ ચાહેચ તે મારે અવલ તપાસવાનું છે. આહા! મેહરજી, સું તારો ને તારી બેટીનો દીલગુરદોછે! અરે કોઈ વખત મને એવું થાયચ કે એકદમ એ બેરાદર ને મારી દીકરી આગલ જાહેર થાઉં, ને સારચાં દીલની એક મીઠી બગલગીરી સાથે જે બીશ્યાર દોલત હું ગાંઠે બાંધી લાયોચ તેનો વરસાદ હું એ લોકપર વરસાવી દેઉં! પણ નહીં. મારાં બીજાં બી સગાંવહાલાં છે, મારે બીજી બી ફરજો બજાવવાની છે, ને છુપાં નામે એ સઘલાંઓની સામટી તપાસ કરીને પછીજ હું તેમને તેમના લાયક લતીજાથી નવાજસ અથવા નેહાલ કરસ. ( જવા કરેછે ) પણ સાંબેથી પેલો જહાંગીર આવેચ. એ છોકરાને બી મેં તપાસ્યોચ, ને મેહરજી કેહેચ તેમ ખરેખર ગુલાંના હાથની ઉમેદવારીને એ જેબ આપે એવો જવાન જણાયચ ખરો, તોપણ હજી એના પરબી મારે છુપી નજર રાખવી જોઈએ.

{ બાજુ થાય છે.— જાંહાંગીર હાથમાં એક ગુલાબ સાય ગમગીન અદામાં ગાતો દાખલ થાય છે.

**"ભજમન નીશદીન પરમ કરૂન ધન."**—એ રાહ

**જાંહાગીર**—અરે મન? નીશદીન ગમથી ગલે બદન.
જગ અન્દર ફુલ ફુલ ગુલવન, ગુમ તદન મુજ સુધ શાનપણ,

હાય? મુજ તનમનધન, તું જપર પરસન થઇ, કરૂં અરપણુ.-અરે.
પરવર દુઃખહર અંતે આનંદકર, દુર ન દયાથી તું રાખી કરઅંતર,
દેશ બેશ વીન નીરઆશ નીરધન, અરે મન નીશદીન;
ખરે મીસકીન નીશદીન ગુલવીન મન?—અરેમન.

(ગાયણુ પુરૂં થતાં) અય ગુલ તારૂં નામ ગુલાબ છે, ને તું તારા ખુદરતના બાહારમાં ગુલ નામ જાતપર સરસાઈ ભોગવેચ, તોબી મારી આંખમાં તે તારો રતાસ ને તારો બાહાર મારી માનીતી ગુલ કરતાં જયાદા કોઈ રવેસે આવતો નથી. આહા! ગરીબાઈ એ સું એક પાપછે, કે મારા જેવા નાઈલાજ નાવારેસ મુફલેસોને મોહબતની બી મના છે? હું ગરીબ છેઉં, સબબ આ દુન્યામાં નમાયો ને નાવારેસ છેઉં, ને તેથી સું ખુદરત મને મારા પવીત્ર જુસ્સાઓથી બી બાકાત રાખવા માંગેચ, કે જે સુંદરીના પવીત્ર હાથની ઉમેદવારીમાં આએ તનબદનમાં આગ સલગી રહીચ, તે ઉમેદવારી હીંમતથી જાહેર કરવાને આ હોઠ ઉઘડી શકતા નથી? હું કોણુ, મારાં માએબાપ કોણુ, તે વાતની મારી બીનમાહીતગારીનાં કમબખ્ત અજાંણપણાંમાંજ સું મારે આએ જેહાંનથી વાસો ઉઠાવવોચ? (ગમ ખાઇને) જેવાં કીસમત! (જરા થોબેછે.) પણ મને એ એકજ વાતનું દુખ નથી; મારા બાપ સમાન સેઠ મેહરજીભાઈની આએ બેહેરેનમુન બેટી ગુલાંને માટેના પ્યારે આ છાતીમાં વાસો કીધોચ, ને તે ઉમેદવારીને ગમે એટલી મરજી છતે હું મારાં જીગરમાં કચડી નાખી શકતો નથી. અરે અફસોસ! સું કામ તારે એ મોહબતની અગન મને બાલીને ખાખ રાખ બનાવેચ? એ માહરી મોહબત અમર હોય ને એ સાચ્ચો ખાલેસ ખરો પ્યાર અજીત હોય, તેમ હું તેનાથી માહત થાઉંચ, પણ તે મારાથી માહત થઈ શકતો નથી. ખએર, એબી તકદીર! હવે ઉપાય તો એજછે કે જે બને તે બને, પણ એક વાર ગુલને મારી મોહબતની આજવેરની છુપાવેલી છાની વાતથી માહીતગાર બનાવવી, ને તે સુંદરીનો જે તે જવાબ મેલવી લેઈ તે ઉપર મારી હવે પછીની હૈયાતીની આશાની પાર બાંધવી. (જવા કરેછે) પણ ઓહો! સાંમેથી ગુલ પોતેજ આવેચ.

**જહાંગીર**—(ગાયણુ પુરૂથતાં જાહેર થઈને) ગુલ?

# ભુલ.

☞સફે ૮ ની સૌથી છેલ્લી લીટીની ઉપરની લીટીમાં જહાં-
ગીર બોલે છે કે "સાંભેથી ગુલ પોતે આવે" ત્યાર પછી:—

[જહાંગીર બાજુ થાએ છે.—ગુલ ખુશ મીજાજે ગાતી દાખલ થાએ છે.]

**"હું તો ગામરેની ગોરી રે"—એ રાહ.**

**ગુલાં**—હું તો ગામરેની ગોરી રે, કે હું તો ગામરેની ગોરી,
નાજ અદા અંદાજ ભરી હું ગામરયન ભોરી.—કે હું તો.
મેં ટેંકરઈ હેંકરઈ આજ લગન નહીં જાણી,
હું એસકઇ ગેસકઈ કાજ નથી રે દીવાની,
અંહી સાદઈમાં રહી રાજ કરૂં જેમ રાંણી;
નહીં સુખીયારી ઘોરી રે, કે હું નહીં સુંખીયારી ઘોરી.—નાજ.
કંઈ છાસ દહી દુધ ઘી ખીચરી ને ભાજી,
વરી વાલ વટેણા તર તરકારી તાજી,
હમે દાલ રોટલી ખાઇયે ખુશી થઈ ઝાઝી;
સઉ પતરાજી છોરી રે, અમે સઉ પતરાજી છોરી.—નાજ.

(ગાયણ પુરૂં થતાં જહાંગીર જાહેર થાએછે.)

**ગુલાં**—(ચોંકીને) કોણ? (જહાંગીરને જોઈને) ઓ જહાંગીર, મમઈ મરેરે તારી! હું બીહીષી કે મારી પછવારે એમ એકાએક ઘુખરાયલાં છાંણાં જેવા સાહાદે "ગુલ" કરીને કોણે કીધું! પણ તું તો ખેતરમાં ઉતો ની, જહાંગીર?

**જહાંગીર**—હા ગુલ, પણ તાહાં મારી તબીએત એકાએક નાદરૂસ્ત થઈ આવવાથી હું ઘેર ચાલી આયો.

**ગુલાં**—વારૂં પણ એ તારા હાથમાં સું?

**જહાંગીર**—એક ગુલાબ, એક ગુલ, કે જે ગુલ તેનાં તેજ કે તેના બાહરમાં મારી સાંમે ઉભેલી આ રોશન ગુલ આગલ ઝાખું પડી ઓશકથી નીચું જુએચ.

**ગુલાં**—(હસીને) અરે વાહ રે વાહ! વાહ રે વાહ કવીરાજ! હું તુંને રોજ કેહતી આવીચ કેની, જહાંગીર, કે તું કોઈ બી દહાડે મહારાણી વીકટોરયાના માહાન કવી ટેનીસનનાં પેટ પર લાત મુકવાનો?

**જહાંગીર**—તારે જોઈએ તે બોલ ને જોઈએ તેમ બોલ, પણ ગુલ જે ખરૂં છે તે કેહતાં હું કદી શરમાવાનો નથી.

**ગુલાં**—( અનકા ચશકાથી) પછી? પછી કવીરાજ? કંઈ નવો તોલ્લો લગાવી દેઓની? કંઈ એવુંજ નવું બોલોની? ખરૂં કેહુંચ, જહાંગીર કે વખત બે વખત એમ તું રરતા બરતા ચણુવારા જેવું મોંનુ કરી નાટક કરતો હોય તેમ દોરાબોરા ચહરાવીને વાત ચીત કરેચ કેની તારે બરયું મને તો ઘણુંજ હસું આવેચ; વારૂં પણ કંઈ બીજુ? (હસેછે.)

**જહાંગીર**—ગુલ, આજે તું કંઈ અસાધારણ ઠઠ્ઠાના રંગમાં છે, ને તેમ છે તારે હું જે ગંભીર ગુફ્તેગો પર તારૂં ધ્યાંન એક બે પલ રોકવા માગુંચ તે નહીં કરી શકસ.

**ગુલાં**-(મશકેરીથી) હા! હા! હા! હા! મરેરે, આય તો વરી પેહલ્લાં નંબરની ફીલસુફી! સું? સું? (ખીચ પાડીને)—" ગંભીર ગુફ્તેગો." મરેરે ગંભીર ગુફ્તેગો લાગેચ બી કેવું મઝાનું! ગોખી રાખવા જોગ બોલછે. (પાછી ખીચ પાડીને)—" ગંભીર ગુફ્તેગો." એને વીસે ગેઈ કાલેજ હું મારા લેસનમાં સીખી કે અંગ્રેજીમાં એને 'એલીટરેશન' કહેચ.

**જહાંગીર**—(ગમગીનીથી) બાઈ સાહેબ, તારે હું રૂખસદ ચાહુંચ.

**ગુલાં**—નહીં, નહીં, કવીજી થોભો, થોભો, કંઈ વરી નવું "ગંભી-ર ગુફ્તેગો" જેવું તમારાં ભેજાનાં ભંદારમાંથી સમજાવોની ?

**જહાંગીર**—( નાઉમેદીથી ) હાલ તુરત તો મને માફ કર ગુલ, ને જવાદે. (જવા કરેછે.)

**ગુલાં**—નહીં થોભ, થોભ, મારા સમ જો જહાંગીર, જરા થોભ. જા બા, હવે તો વરી જરા જરામાં તું બચ્ચાંઓની કાંની રીસઇ જતાં સી-ખ્યોચ ! હું હસું બોલું તેથી જો તું એમ ગુસ્સો કરતો હોસે. તો હવેથી હું તારી " ગંભીરગુફ્તેગો " ને બી નહીં હસસ. ( હસેછે. ) પણ મરેરે, બરયું મારાથી તો હસયા વગર રહેવાતુંજ નથી ! પણ વારૂં ચાલ, હું બી ગંભીર થાઉં. બોલ, તું સું આંગેચ ?

**જહાંગીર**—મોહબત, મીઠ્ઠી ગુલ, તારી મોહબત ! આપરે બચ-ગીથીજ સાથે ઉધરેલાં છઈએ, સાથે વસેલાં છઈએ, ને સાથે રમેલાં છઈએ. તે દીવસો હું ચાહુંચ કે સદા લંબાયા હોતે, પણ હવે તે પુરા થયાચ, ને તું ને હું ઉમ્મરે આવતાં આપરે અદબના ઉંબરમાં દાખલ થવાથી તે પવીત્ર એખલાસમાં છાજતા અંદાજા ને અંતરે જગ્યા લીધીચ, તો—

**ગુલાં**—જા બા જહાંગોર જોજે હં : ! વરી હું હસસ તારે તું તો કેહેસે જે મારી " ગંભીર ગુફ્તેગોને " હસી કાઢી ! ખોદાયને વાસ્તે તું એ તારા અદબ ને અંદાજાના ઉંબરને હવે અંતરના ઓટલા પરથી હાંકી કાહર, ને આપરી સદાની સાદી સેહેલ સરલ–જો, હું બી કેવું મઝાનું બોલુંચ ?–( હસેછે )–સેહેલ સરલ એબારતમાં વાત કરઃ પણ એ ભેજાંનો ખીમો માંડી વારી તાજેકલમના એક બે બોલમાં એમજ કેહની, જહાંગીર, કે તું મને ચાહેચ ?

**જહાંગીર**—હા ગુલ. ( ગુઠણપર પડીને ) મીઠ્ઠી ગુલ, મને તારો હાથ આપ. આજે દુન્યામાં હું રદબાતલ નમાયો છેઉં. માએબાપ વનાનો, વહાલાંઓ વનાનો કમનસીબ છેઉં, તેને તું તારી એ સઊથી બેમુલ બેકીમતી નવાજેશથી હસતો કર, ને તારા હાથની મારી માનીતી–તાજ-ગી બખ્શ મંજુરયાતથી આજે મારાં આજોર્દે દીલને પાછું એક વાર અસ-લપેરે હલીઆરીથી હસતું બનાવ.

(જહાંગીર ગુઠણ પર પડે છે.)

**ગુલાં**—( ઘણીજ હસીને ) અરેરે, આય સું ફારસ ? ઉઠ, જહાંગીર, ઉઠ. બાવાજી કે પેલા અરદેશરજી આવી જસે ને જોસે તો કેહેસે જે મરી ગીયાં મુવાં નરાં જાણે નાટકના, ફારસ કરેચ, ને તેથી બરશું નક્કારૂં લાગસે. ( ગંભીરપણે ) જહાંગીર, મેં તારી બધી વાત હસતાં હસતાં તોબી ધ્યાંનથી સાંભરીચ. તું જેમ ધારેચ તેમ હું તુને તારી ગરીબઈ કે એક-લવાયાંપણાં વાસ્તે હીણુતી કે ધીક્કારતી નથી. તેથી ઉલટું, તેજ તારી હાલત મારૂં જીગર દયાથી ભરી નાંખેચ, પણ મારો જવાબ (ચોંકીને—અં દર જોઈ) અરે પણ આય કોણ ? કોણ, મારો પીતરઈ, મારા મરનાર એદલ કાકાનો કાઉસ !

(કાઉસ ટરેવલીંગ ઠઠેરામાં દાખલ થાયછે.)

**કાઉસ**—( દાખલ થતાં ) હા ગુલ. તારા હકમાં સદા દુવાનો માંગ-નાર કાઉસ પોતેજ છે. પણ આય કેટલો ફેરફાર ! ગુલ, હું તુંને ઘણે વરસે મલુંચ, ને તેથી તારામાં ને તારી ખુબસુરતીમાં ફેરફાર થયલો જો-વાની વકી સાથે હું અતરે આયો, પણ તે ફેરફાર મારી વકીથી એટલો ઉપરાંત નજરે આવસે એવી મને સપનેબી વકી નહીં ઉતી.

**ગુલાં**—ચાલ, તેં બી આવતાંને વાર એજ ગારૂં ગબરાવ્યું કે, વરી તુંબી કંઈ "ગંભીર ગુફતેગો" ને અદબના ઉંબર કે એટલાની વાત લાયોચ કે સું ? ( હસેછે. ) પણ ખરેખર, કાઉસ, હું તારામાંબી કંઈ થોરો ફેરફાર નથી જોતી, હં ! ને વરી એસકી કેટલો છે, વાહ ! પણ તારૂં કેમ આવવું થયું ?

**કાઉસ**—ઘણાં વરસોથી કાકાજીને બી મલાયુંતું નહીં, ને તુંને બી મલવા જીવ સીકે ટીંગઈ રહ્યો તો, તેથી લગરીક અંહી ઊતરી પરવાનું મન થયું. ( બાજુએ ) ખરી વાત તો એ છે કે કરકા બાલુસ બની ગીયા, ને થોરા દાહરામાં વગર ભારાંના ઘેરમાં જવા જેવો હીંગામ નજરે આયો તેથી કાકા થતાને વાહી પટાવીને જે ચીરાય તે ચીરવા આયોચ, ને તેમાં આય ગામરેની ગોરીની ખુબસુરતીની વખાંણ બી કાને આવ્યાજ કરતીતી, એટલે પછી તો અંહી ધામો નાખવા દોરી આવવાની ખેવરી જરૂર નીકરી આવી. (ગુલને) પણ ગુલ, કાકાજી કાંહાંછે ? ચાલની મલ્યે ? તું મને જોઈને ખુશી તો છેની, ડીયર ?

**ગુલાં**—( હસીને ) સબુર, તારે હું પેહેલ્લાં તારા કીયા સવાલનો જવાબ આપું તે કેહે ?

**કાઉસ**—પેહેલ્લાં મારા છેલ્લા સ્વાલનો, કેમકે તે સૌથી અગતનો છે. બોલ, તું મને જોઇને ખુશી તો છેની ?

**ગુલાં**—દીલોજાંનથી. ઉલટાં હું ને બાવાજી તો મલવાનું કે આવવાનું તો બાજુ રહયું, પણ તું અમારાં કાગલ પતરોના જવાબો બી નહીં મોકલતોતો તેથી ઘણાંજ દલગીર થતાંતાં.

**કાઉસ**—અરે યાર, તેથી કંઈ એમ થયું કે હું કાકાજીને યાદ કરતો નથી કે તુંને ચાહતો નથી. છટ છટ, જરા બી નહીં ! ખાતાં પીતાં સુતાં ઉઠતાં હું તો તમુનેજ યાદ કરૂંચ કે મારા કાકાજી સું કરતા હોસે? ઓ ખોદા મારી ગુલ સું કરતી હોસે ! જરા જીભ કરડાય તો સમજું કે મને કાકાજીએ કે ગુલાંએ યાદ કીધો હોસે. જરા આંખ ફરકે યા હાથની હથેલી વવરે, કે પગનાં તરીયાંમાં કીર લાગે તો એમજ સમજું કે રખેને કાકાજીની કે નહીં તો મારી ગુલની તબીયત બગરી હોય, ને તેથી ફકરે ફકરે ને અભતે ધસકે અરધો થઈ જાઉં, ને અન પાણી હરાંમ થાએ ! ( બાજુ ) સેંકરે સોએ સો ટકા બાદ ! ખાધેલું હજમ થઈ જાય, ને લેટે તો બંદા ઊંઘઈ જાય ! છ વરસને છેરે એક વખત બી કંમબખતોને યાદ નથી કીધાં.

**ગુલાં**—અરે જા રે, લુચ્છા, એવી ફુરતાજ કોણુને સમજાવેચ ? (અનકાથી) એ તો બા અમે ગામરયાં, જીભગાયાં તમે શેહેરી; અમે બા ગરીબ, તમે અખ્ખઈ રહયા પઈસાવારા, તેથી એમ ભુલી જવાય: પણ વારૂં ચાલ, આજે પાંચ સાત વરસે બી ચાહીને આયો એજ ગનીમત છે.

**કાઉસ**—આયો, ને વરી વગર બોલાવવે આયો તેજ બતાવસે કેની કે કોણુનો પ્યાર વધારે છે તે? પણ હવે મારો પેલો બીજો સવાલ. કાકાજી કેમ છે ને કાંહ છે ?

**ગુલાં**—ઘણાજ સારી પેઠે છે, ને ખેતરે સધાવેલા છે.

**મેહરજી**—( અંદરથી ) ગુલાં, ઓ દીકરી ગુલાં ?

**ગુલાં**—ઓ લેઓ, આવરદાના ઘણા લાંબાછે. નામ દેતાંને વાર

આયા! ચાલ ચાલ, કાઉસ, તું પાસેના ઓરડામાં ભરઈ જા, ને હું એવ-નને કેહવસ કે કોઈ આયુંચ તે કોણછે તે પારખો. ચાલ જરા મઝા પરસે. (ગુલાં તથા કાઉસ જાયછે.)

**જહાંગીર**—(એકસો—ઘણીજ નાસીપાસીથી) થઇ ચુકું. જવાબ લ-ગભગ મલી ચુકો. ગુલે મને સમજાવ્યું કે તે મારી આફતોમાં મારી શરીક છે, મારાં દુ:ખોથી તે દુ:ખી છે, પણ તેનો જવાબ જે દેખીતી રીતે મારી મોહબતના અનાદરમાં ઉતરવો જોઇએ તે કમનસીબ જવાબ તે કેહે, તે આગમચ આએ મુંબઇગરા જવાનનું આવવું થયું, ને તેની એસકી ઝલે ને લતરાજખોર બોલીની સેહેબત આગલ હું ઝાંખો થવાથી ગુલનાં ધ્યાન-માંથી તમામ વીસરઈબી ગીયો. (હાય મારીને) ઓ ગરીબઈ! ગરીબઇ! તારાં સંકટો ને હારમારીઓની હદ કયાં છે? (જરા થોબી)—આએ નવો આવેલો જવાંન તેની ટપટાપ પરથી જલદીજ મારી મોહબતમાં મારો હરીફ થઈ લાગસે, ને મારી પસંદગીનું મારૂં માનીતું ગુલ એ આયંદે ઝીતી જસે. (ગમ ખાઇને) એ બી ખેર, જેવાં કીસમત!

(જાહાંગીર જાય છે અરદેશર બાહેર આવે છે.)

**અરદેસર**—એ બી ઠીકજ થયું. જે જોયું તેમાં જેઓની તપાસ થવી જોઇએ, તેમની ચાલચલણ વીસે વધતું ને વધતું અજવાલું પરતું ગીયુંચ. વરી લુચ્છા કાઉસે બી અતરે આવીને મારી છુપી મકસદોને બે ઘરી સેહેલ બનાવી આપીચ. હવે આગલ સું થાયચ તે માંજનું ધીરજથી તપાસવાનું છે, કેમકે કાઉસ એક બદમાશ ને ઠગારોછે એ તેની લતરાજ-ખોર વાતચીતથીજ હું તુરત પામી જઈ શકયોચ. (જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

(ખરશીદજી ખાનદાંનીનાં ઘરનો એક ઓરડો. બેહરાંમ ઈરાંની ઘભરાત કરતો હાથમાં લાકડી લઈ દાખલ થાયછે.)

**બેહરાંમ**—અરરર! ભોંગી ગેઈ! બેધ્ધા ભોંગી ગેઇ! બેધ્ધા સેથી-યાનોસ થેઈ ગેઈ! (ફીકલો આવેછે.)

**ફીકલો**—અરે પણ એ જંગલી ઈરાંણુ, છું ભાગી ગેઈ, ને છું

છતીયાનાછ થઈ ગેઈ ? એવરૂં ધોંધીયારૂં છાતું મસાવતો સે ?

**બેહરાંમ**—અરે સેનાં ગુન્દીઆરાં ? મોથ્થી ઘેલ્યુર ભોંગી થુથી ગેઈ!

**કીકલો**—છાતું ધડયું ? તાડીતું કે છરકાતું !

**બેહરાંમ**—અરે ઘેરયાં ને મોથલાં સેના ખરેચ ! થું ઘેણુ જેંગ-લી છે. ઘેલ્યુર, ઘેલ્યુર ! (ઘડીયાલ વાગે છે.) એ જો જો વાગેચ, થું સેમજેચ?

**કીકલો**—( ટકોરા ગણેછે ) એક, બે, તયણ, સાર, પાંસ, સ, છાત, આંઠ, નવ, દછ, અગ્આર, બાર, તેર, સઉદ, પન્નર, છોલ, છત્તર, અરાર, ઓગનીછ, વીછ, ( ગભરાઈને ) ઓત્તારો બાપ મરે તારો ! આ તો વાગીઆસ કરતું સે. ( હસેછે. )

**બેહરાંમ**—(બીધેલો) મેં કીદા, એ મેં કીદા ! જો કીકલા, ઊ થુંને બેધ્ધાં બેરૂંબેરા બેએચ. ઓજે સીથ બોઇને બોહર ગેઈ, બોઈ સુઈ ગીયો, ને ઉં જોઈને સીથના સીંગારાના ઓખ્ધામાં સુથી.

**કીકલો**—છામાં, છામાં ? કીયા ઓવડામાં ?

**બેહરાંમ**—એ ફેલા સીંગારેના ? જેમાં મેંજાના મેંજાના ફ્રાનીસન મુકયાચ થેમાં.

**કીકલો**—તો રાંડના રાંડે જણ્યા ભુત, છીંગારેના છીંગારેના છું બ-કતો સે ? ફ્રાનીસનથી છીંગારેલો ઓવડો કેહેની ?

**બેહરાંમ**—અરી હા થેજ ! થેમાં ફેલી સીથની મોથ્થી ઘેલ્યુર બેથ બેથ બેથ બેથ બેરી મારા મોંથા ભેજાં બોઈ ગેઇ. મેં થેને બેએચ જરા થું એમના મુંગી રેએચ, મેં સુઈ ઊથેચ ફેછી થું બેથ બેથ બેરેચ. થે નેંઈ સેંમજેચ. મેં સુ વખત થેને બોલી, ફાગે લોગી, બોલાવાલા બેરી, ફ્ન થે નેંઈ સેમજી ! ફેછી મોરા મોંથા એંઘથી ફેરી એંહી આવી, થારે ઉં ઘેમપાવી,' થોભી થે નેંઈ સેંમજી, થેરે મ્ને ગુરસા આવી, થે મેં ઉંથીને લોખરીના ફેથખા એમ જોરથી મોરી. (કીકલાને મારેછે-તે બુમ પાડે છે.)

**કીકલો**—અરે તારા બાપનો દીકરો મરે તારો, રાંડના અપ્પટ, મને મારી લાખ્ખે ? પણ વારૂ પસી છું થીયું પસી?

**બેહરાંમ**—ફેછી સું થેયા થે ઉં નેંઈ જાણેચ. બેધ્ધા આખ્ખા ઘેલ્યુર ભોગીને ભુકા થેઈ, ને લોખરી વાગા થે થોરા ભોગથાથ ાથે હવે ઘેણુ બોલેચ.

**કીકલો**—અરે પણ છછરીના ગાંડા, ઘડયાલ તે એમ તારાં કીયેથી સાલતું બંધ થાતું ઓછે, જે બંધ નીં ઓીયું તેથી લાકરી લગાવી કાહાડી?

**બેહરાંમ**—થારે બીજા સું એરેચ? થે બેથ બેથ ખરેચ, મને ઉંઘ નેંઈ ઓવેચ, ને ઉંઘ નેંઈ ઓવેચ થારે ઉં સુવેચ બેમ?

**કીકલો**—વારૂં પણ કીયું ઘડીયાલ ભાંયજ્યું?

**બેહરાંમ**—(ચીરડઈને) ઘેણા જેંગલી છે, જેંગલી. બોનને ગેરે પરેચ? મેં કાં ભોંજયા? ઉં સું ખરવા ભોંજેચ? થે ફોથે ફોથાની હાથે ભોંગી ગેઇ.

**કીકલો**—(બાજુ) છતીયાનાછ ગીયો બધું છાતરે છાત કરી આવેલો સે ને વરી ના કેહતો સે! (બેહરાંમને) પણ એ જંગલી ઈરાંણ, મને છમજાવતો ખરો કે કીયું ઘડીયાલ ભાયગું?

**બેહરાંમ**—થું જેઇને જોઈ ઓવેચ, મેં એંઇ ઉભાચ, જા.

**કીકલો**—ઠીક તાંણે, ઉભો રેહ. ઉં જોઈ આવનો સું. (કીકલો જાયછે.)

**બેહરાંમ**—એના સેથીઆનોસ જાય, બેધ્ધા ઓખ્ખાં મેંમભઈ જેંગલીછે. એંમઉં જે બેરેચ બેધ્ધા બેરાનાં બોથ્થાં થાએચ. હું મેજેગોમમાં ભાપુજી ભેંગાભુઈને થોં નોકરી રેઈ. એક ધારે મારી શીથ સુઈ ગેઈ. થે મેને બેએચ "બીહરૂંમ," મેં બેએચ "ઓવીજી."થે મેંને બેએચ "ઉં સુઈ જાએચ. થું મારી ફોસે બેસેચ, ને ઓસ્થે ઓસ્થે મારા મોનાં ફરથી મોંખ ઊધારેચ," મેં બેએચ "વોઓરૂંજી." ઉં ભેથો. સીથ સુથી. થોરા વાર થેઈ ઓંથ, ચોર, બોર મોંખ મેરાથા મેરાથા આયા સીથના નાખ ફર ભેથા. મેં થેને ઉધારયા, થે ફોછા આયા! વેરી ઉધારીયા વેરી ફાછા આયા. મેં થેને સેમજાવેચ, અવે ઓવેચ મોર બોએચ. થે ઉજજથ બેરેગ, ફાછા આવેચ. બેસ, ફેછી મોરા ભેજાં ફેરી ગીયા ને મેં લોખરી લેઈને બેથી, જેવા મોંખ આયાકે ફેથ દેઈ લોખરીના ફેથખા મારયા, ફન નેખ્ખોદ ગીયા મોંખ ઉધી ગીયા, ને મારાં સીથના નેસબોરાં ભોંગી ગીયા! સીથ ઘેણા જેંગલી ઉથા-થે મેને ઘેકકા મોરી બોરી મુખી.

**કીકલો**—( દાખલ થતાં ) ઓત તારા બાપનો બાપ મરેરે, બેહરાંમ! તેં છું નખ્ખોદ વાએરૂં! અરે ઇતો પેલું પા પા કલાકે વાગતું સે ને મોટું નકછીતું છોભઈતું પાંન્છો રૂપીયાવાલું ઘડીયાલ સે, તીનો ખુરદો કરી લાયબો! છેત મારતા કે તારો દમ લેઈ લાખ્ખો

**બેહરાંમ**—થારે હવે સું ખરેચ? ફ્રન એઈ ખીખલા, થું જોઈ આવી થે હેવે એના ફેલા ફારૂંરમ ચાલેચ બે ઉબાય?

**કીકલો**—અરે પણ તેનાં આંટરડાં ઓઝરાં કાહડી લાયખાં, તે વરી પાંડુરાંગ તે કેમ કરી સાલતું સે?

**ખરશેદજી**—(અંદરથી) કીકલા? બેહરાંમ? (બંધે ધભરાયછે.)

**બેહરાંમ**—ભોપરે, સીથથો ફ્રોછી આવી! ખીખલા હવે બેમ ખરેચ? (ખરશેદજી દાખલ થાયછે.)

**ખરશેદજી**—કેમરે બદમાસો, તમે બેઉં અંહી ભરઇને સું કરોચરે, હેં!

**બેહરાંમ**—નેંઈ સીથ, થારા ખીમા છુંધી આપવા હું ખીખલાને બેહેચ.

**ખરશેદજી**—તારા બાપ દાદાનો ખીમો છુંદની, અભાગ્યા દુહવારા (કીકલાને) ને તું સું કરેચ રે?

**કીકલો**—નીહ છાબ, હું તો આએ બેહરાંમ છાતે અમછયકી બે વાતો કરતો સું.

**ખરશેદજી**—(બેહરાંમને) ને લેરે આએ છત્રી મુકીને લાકરી લાવ.

**બેહરાંમ**—લોઓવી સોબ (બેહરાંમ જવાની આનાકાની કરેછે.)

**ખરશેદજી**—કેમ, લાવની!

**બેહરાંમ**—લોઓવી સોબ. (કીકલાને) ભેચ્યા ખીખલા, થું એઈંજ ઉભા રએચ, હં! એને ઘેલ્યુરવારી ઓખ્ધામાં જવા નેઈ ઘેએચ.
(બેહરાંમ જાય છે.)

**ખરશેદજી**—(કીકલાને) તારાં બાઈ કાંહાંછે?

**કીકલો**—સે છાબ, કબટમાં મુકેલી, લી આઉં?

**ખરશેદજી**—(અચરતીથી) સું કબટમાં મુકેલી?

**કીકલો**—તારાબાઈ.

**ખરશેદજી**—અરે અપ્પટ, તારાં બાઇને વરે પુછુંચ.

**કીકલો**—(હસેછે) હંહ:! હવે છમજેલો છાબ હું જાણ્યું કે તારાબાઇની સોપરી રોજબાઈ વાંસતાંસે તે છાબ માંગોસ.

**ખરશેદજી**– નહીં હું તો તારી બાઈને વરે પુછુંચ.

**કીકલો**—છાબ તેવણ તો પોહરેલાં સે. ને કીધેલું સે જે મારૂં માંથું દુખતું સે તીને કરીને મને જગારતાં રએ. (કીકલો જાયછે-બેહરાંમ કાકરી લાવેછે.)

**બેહરાંમ**—લે સીથ, બોખરી લાવી.

**ખરશેદજી**—(કાકરી જોઈ-ચીરડઈને) કેમ રે હરાંમખોર, એ સું લાયો?

**બેહરાંમ**—વેરી સું લોવેચ ? થું બેએચ બોખરી લોવેચ, બોખરી લાવી. બોલ સું ખરેચ, એના ખચુબર ખરેચ ?

**ખરશેદજી**—અરે પણ આંધરા, મેં તો તુને લાકરી લાવવા કહયુ ને કાકરી સાનો લાવી મુવો ?

**બેહરાંમ**—અરરર, સીથ મોંફ મોંગેચ, મોંફ મોંગેચ. મેં સેંમજેચ થું બોખરી માંગેચ, હું રોન્નીમાં ગેઇ બોખરી લાવી. (બેહરાંમ જાયછે.)

**ખરશેદજી**—સત્યાનાસ ગીયો છ મહીના થયા રહયોચ, પણ જંગલમાંનાં જનાવર જેવું જનાવરજ રહી ગીયુંચ. માંગીયેચ એક ને લાવેચ બીજું. (બેહરાંમ લાકરી લાવેછે.)

**બેહરાંમ**—લે સીથ હવે તો બેરંખરા થારા લોખરી લોવી.

**ખરશેદજી**—ને જો રે, મને એક ફ્રેન્ડ હમણા મલવા આવવાનો છે.

**બેહરાંમ**—બોન ઓવવાની છે ?

**ખરશેદજી**—ફ્રેન્ડ, જંગલી ફ્રેન્ડ.

**બેહરાંમ**—થારા જેંગલી ફ્રેન સું ઓવેચ થે હું નેંઈ સેંમજેચ.

**ખરશેદજી**—અરે હેમક, ફ્રેન્ડ એટલે દોસ્ત.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—તેને કેહેજે કે હું મારા સોલીસીટરને બંગલે તેને મલવા ગીયેલો છેઉં.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—તાંહાંથી બરાબર પાંચ વાગે પાછો ફરસ.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—સું, સાંભરયું કે ?

**બેહરાંમ**—નેંઈ, નેંથી સેંભરયા.

**ખરશેદજી**—(ચીરડઈને) તારૂં સતીયાનાસ થાય તારૂં, જરે સાંભ-

રશું નહીં તારે તાહારનો વારૂંજી વારૂંજી સાનો કરતોતો ?

**બેહરાંમ**—થું ભોલ્યો થે ઓએ બોને સેંભરયા, ફ્ન ઓએ બોને નેંથી સેંભરયા. (બીજો કાંન બતાવેછે.)

**ખરશેદજી**—અરે ગધ્ધા, કોઈ મને પુછવા આવે તો તેને કેહેજે કે હું સોલીસીટરને બંગલે ગીયોચ. બોલ, સું કેહેસે ?

**બેહરાંમ**—હા, હું કેહેચ કે થું સોલી સીધ્ધીને બેંગલે ગેઈચ.

**ખરશેદજી**—હું સોલીસીટર કેહુંચ ત્યારે એ સોલી સીધ્ધી બકી મરેચ. એ ઉજબખ, બસ એટલુંજ કેહેજે કે સેઠ બાહાર ગીયાચ, બરાબર પાંચ વાગે આવસે. હવે સમઝયો ?

**બેહરાંમ**—હા હવે સેંમજી, હું બેએચ સેઠ ફ્રાંચ વાગે ગેઈ, એમના આવેચ.

**ખરશેદજી**—(ગુસ્સાથી) મુવો તું, નીકલ અંહીથી, નહી તો આદાંની સુંઠ કરી ધાન બગારસે. હુ પેલા કીકલાને સમઝાવી જવસ.

(જાયછે.)

**બેહરાંમ**—મેં હાથે ખસીને એમ કીદા, બે એ જેલદીથી ચીધ્ધઈને બોહર જેથી રેએચ, ફ્ન હવે ફ્રેલા ઘેલચુરતું સું ખરેચ ?

[ફ્રરંગી દરજી આવેછે.]

**ફ્રરંગી**—એઈ! સીટ, સીટ, તુમારા સેટ કીધર હાયરે ?

**બેહરાંમ**—હેમ નેંઈ જોંનેચ. હેમ જોંનેચ, થોબી નેંઈ ભોલેચ. થું મોરા ખામ ખરેચ થો બોલેચ.

**ફ્રરંગી**—યેં ! ઓમકો બોખત હોતા હાય રે ?

**બેહરાંમ**—થું મારા ખામ ખરેચ થો બેએચ.

**ફ્રરંગી**—બોલો, બોલો, ક્યા ખામ હાય રે ?

**બેહરાંમ**—થો ઉંદર આવ, એઇ સીંદુર થુમ ઉંદર ઓવેચ, ઉંદર છેક ઉંદર. (એક બે ફેરા ખવરાવી, કાનમાં) થારા ફ્રાસ ફ્રારૂંરમ હાય?

**ફ્રરંગી**—કીયા ?

**બેહરાંમ**—ફ્રારૂંરમ.

**ફરંગી**—ફારરમ કોનસા જોનવોરકા નામ હાય રે ?

**બેહરાંમ**—એથા જેંગલી જેનાવર મુવેલીછે, ફારંરમ બી નેંઈ સેંમ. જેચ! ફેલા ઘેલયુરમાં ફારંરમ ચાલેચ થે?

**ફરંગી**—હં, હં, હં, પાંડુલમ, પાંડુલમ, હં ઈસિકા કયા રે ?

**બેહરાંમ**—ઓ થુમારા ફાસ હય ?

**ફરંગી**—ચેં! તુમ બોરા ગોદદા હય રે, હમ કુચ વોચ મેકાર હાય? જા.

(ચીરડાઈને જતો રહેછે.)

**બેહરાંમ**—ફાઉંવારા સીંદુર ગેના મીંજાસીછે, ફણુ એવે સું ખરેચ?

(પોસ્તનો સીપાઈ આવેછે.)

**પોસ્તવાલો**—ખરશેદજી ખાનદાંની (બાજુ) નામ તરી ફાર ચાંગલા હાય હો. (બેહરાંમને) એઈ ઈશાની, ખરસેદજી ખાન્દાની ઈકરે રાહતે કાય ?

**બેહરાંમ**—(બાજુ) ફેલા સીથના જેંગલી ફેન મેલવા આવવાની હથી થે એ હોસે !

**પોસ્તવાલો**—ગેરે એઈ! હે કાગદ દે આની ચાર ડીરકયા આન?

**બેહરાંમ**—બોન, થું ફુસવારા છે બે ? અરે ઘોરી, ઉં સેંમજેચ સીથના જેંગલી ફેન છે.

**પોસ્તવાલો**—એઈ ઉગીચ ટીકટીક કાય લાવલી ? કાગદ દેઉંન ચાર ડીરકી આન ?

**બેહરાંમ**—સેંના ચાર ધીકરી ? હું કંઇ નેલ્લા બેચ્ચા બેચ્ચા છે બે આથલા નોલ્લો ખાગુજ ચાર ઘોરીએ વેચાથા લેએચ ? ઉં એખ ઘોરયા આપેચ, આધમજીના ધુકાન ફેરથી મોથ્થા મોથ્થા છે ખાગુજ લાવેચ. મ્યાલ, હું ખાગુંજ નેંથી લેએચ.

**પોસ્તવાલો**—અરે ભલે માનસા, બાઇલા એ નાટપીટ કાગદ દેઉન ચાર ડીરકી આન ?

**બેહરાંમ**—(કાગલ લેઈને) વોઓરૂં લાવેચ, ફન એઈ ફુસવારા, (કાંનમાં) થારા ફાસ ફારંરમ હય ?

**પોસ્તવાલો**—હોઈ માજાજ નાઉં પાંડુરંગ હાય.

**બેહરાંમ**—અરે થારાં નામને સું ઓગલેગારેચ? ઘેલ્લુરના ફારૂં-રમ? ફેલા બેથ બેથ બેથ બેથ ચાલેચ થે.

**પોસ્તવાલો**—ચલ ચલ બેડા, મી જાતો, ડીકરયા મેઉન થેવ.

(પોસ્તવાલો જાયછે.)

**બેહરાંમ**—મેં મબઈમાં ભેદદાં જેંગલી લોક છે. મારા ઈરાંનમાં કોઈ જેંગલી નેંથી, ફન એવે ફેલી ઘેલયુરના સું ખરેચ? (વીચાર કરીને) **અરે** હાં હાં! ઉંરમુજી ઘેલુરીને લોવેચ, થે ફારૂંરમ લાવેચ, ને સીથ ઓવેચ થેના ફેહલ્લાં ઓખ્ખા ખરેચ.

(જાય છે.)



## પ્રવેશ ત્રીજો.

{ મેહરજીભાઇનાં ઘેરના પાછલા ભાગનો બાગ. ગુલાં એકલી વિચારવંત રૂપે દાખલ થાયછે.

**ગુલાં**—એ અરદેશરજી બોદા જાંણે છે કોણ! એવણ અમારે આ **ધારે** પરેલા છે તોબી કંઈ નાગા ભુખા નથી, તારે મરેરે એવન હોસે **કોણ**? (વીચાર કરેછે) બાવાજી બી એ વીશે ઘણા ગુંચવાયા **કરેચ.** (અંદર જોઈને) એ પણ પેલી ગમ કાઉસ બાવાજી સાથ વાત કરતો ઉભેલો છે આહા! એ છોકરો કેવો મઝાનો છે! ગાભરયાં તે ગાભરયાં ને સેહેરી તે. સેહરી! જહાંગીર બી ઘણું મઝાનું બોલેચ, પણ તે બરયું બધું ચોપરી-માંનુ ગોખેલું બોલતો હોય ની તેમ બોલેચ. કે જયારે આએ કાઉસ તો એવું મીઠું ને એવું મઝાનું મઝાનુ બોલેચ કે જાંણે સાંભરયાંજ કરયે! બાવાજી મને જહાંગીરની ભલામણ **કરેચ,** પણ મને તો બા જહાંગીર **કરતાં** કાઉસ વધારે લાયક ભરથાર લાગેચ.

{ જઇને વાંચવા બેસેછે.— જહાંગીર દાખલ થાય છે.

**જહાંગીર**—(મનસે) આએ અરદેશર મને કાઈ ખરેખરો ભેદ

ભરેલો આસામી નજર આવેચ ! એ કોણ છે ! હું અતી ઘણો હેરત છેઉં, કે એ જાંણે કંઈ પીરપેગંબર હોય તેમ દરેકની છુપી હીલચાલો ને છાંની વાતો આબાદ જાણતો ને સમજતો જણાયચ ! ગુલને માટેની મારી કમનસીબ ઉમેદવારીની વાત એ ડોસાજીને કેમ ને કાંહાંથી ખબર પરવી જોઈએ? આજે સહવારે એક બાપનેજ છાજતી મમતા ને મમતથી એણે મને પોતાના ઓરડામાં બોલાવી ગુલને લગતી દરેક મારી હીલચાલો વીશે પોતાની પુખ્ત માહીતગારી બતલાવી, ને વલી બજીદ થઈ સહલાહ આપી કે એ મોહબતની અગનથી માહેને બેદે બલ્યા કરવા કરતાં મારે એકદમ ગુલ પાસે ખુલાસેવાર તેમજ છેલ્લી વાર એક છેલ્લો જવાબ મેલવી લેવો. આ સહલ્લાહમાં કેટલી બધી સાદાઈ ને કેટલી બધી દુરઅંદેશીની સચ્ચાઈ છે ! ને તેથી અંતે હું એ બુજર્ગની સહલ્લાહ પરજ અમલ કરવાના ઈરાદાથી–( ગુલને જોઈને ) પણ ઓહો ! જે સુંદરીને માટે ખ્યાલોથી ચકચુર હું હયાં ઉભો રહી દરયાફ્ત કરૂંચ તે મારી નજરો બાર હયાંજ બીરાજમાન થઈચ. (આગલ જઈને) ગુલબદન ગુલ, ફરી એક વાર ને આજે હવે છેલ્લી વાર તું મને એક પલ સાંભરસે?

**ગુલાં**—(ઉઠીને) જહાંગીર, તારી આજની વાત કરવાની ઢપમાં તુ મારા સાથે કંઇ જુદઈ જેવું રાખતો હોય તેમ જણાયચ?

**જહાંગીર**—ને તેમજ છે. ગુલાં, મને સું જવાબ મલસે તે મનમાં નકકી સમજી લેવા છતાં મારી માનીતી ઉમેદવારી માટે આજે હું તારા પાસેથી એકજ છેલ્લો ને ખોલ્લો જવાબ મેલવવા તલબગાર છેઉં.

**ગુલાં**—જહાંગીર, ગેઈ વખતે આપરે જયારે એ વીશે વાતચીત કીધીતી તારે મારા હસમુખા સભાવથી તારા એ ગંભીર સવાલને મેં ભોલાં દીલથી ઘણો હસી કાહરયોતો, પણ આજે હું તેમ કરવાની નથી. જહાંગીર, હું તારા સઘલા ભલા ગુણો વખાણુંચ, ને તુંને એક બેરાદર તરીકે ખરાં દીલથી ચાહુંચ, પણ–

**જહાંગીર**—બસ, બાનું, બસ. ! તારો જવાબ મને મલી ચુકો, (ગંભીરઈથી) ને હું હવે રૂખસદ થાહુંચ. ગુલાં, તેં મારો હાથ ઠરાવથી ના પારયોચ, તો હવે તે દાદગરથી હું એટલીજ દુવા ચાહુંચ કે તું તારા શેહરી સગાના એ નવા પ્યારમાં હજી બી ઠગાય નહીં. તમો બાપ બેટીએ

મુજ કમતરીન પર કરેલાં હજારો હજાર અહેશાનના અવેજમાં તું ને તારા લાયકીવાલા બાપ પર તે કરીમે કારસાજના લાખોલાખ આશીરવાદ ઉતરો, ને તમે સદા સુખી રેહો એજ મારી સદાની દુવા છે ને રેહેશે.

(જાએ છે.)

**ગુલાં**--(ગભરાઈને) થોભ, અરે જહાંગીર જરા થોભ. નાઉં(મેદીથી) ગીઓ. કમાનમાંથો છુટેલા તીરની ઝરપથી તે જતો રહયો, પણ સબર! રખે એ મારી મોહબતની નાસીપાસીથી નારાજ થઈ કંઈ કોઈ રીતની નાદાની કરે! જરા જઈને જોઉં તો ખરી કે એટલી ઉતાવરમાં એ કાંહાં જતો રહયો.

( જાયછે.-બીજી બાજુથી મેહરજી ને
( કાઉસ વાત કરતાં દાખલ થાયછે.

**કાઉસ**--પણ કાકાજી, એ તમારાં ઘેરમાં પેલો કોઈ સકકર ગંડે-રીવારા જેવો આજે મરે તો કાલે બે દાહરા થાય તેવો ડોસોછે તે કોણ છે?

(અરદેશર છુપો આવી સાંભલે છે.)

**અરદેશર**--(બાજુ) અરે નીપારે નીરે, નહીં તો તાજાં પનીર વેચવાવાલો બી કેહની? બત્રીજાનો જીવ આપુને જોઈને સુગાયો ખરો! આપરે તો સકકર ગંડેરીવારા ને વરી આજે મરીયે તો કાલે બે દાહરા થાય તેવા લાગા.

**મેહરજી**--(ઠપકાથી) ચુપ રે ચુપ દીકરા કાઉસ, એ સું નાદાની કરેચ? તેવણ સાંભરસે તો મને નકકારૂં લાગસે.

**કાઉસ**--અરે સું કાંકાજી તમે બી મારા સાહેબ, એવા રસ્તે પરયા ખરયા કાતરયાના ઘસેલા અગરગચ્ચાઓને લાવીને અચાર બચાર ભર-વાના છેઓ કે સું? છટ નોનસનસ. આઈ ડોંન્ટ રેલીશ ઈટ ઈન ધી લીસ્ટ. હું જેવો હોઉં ને મારાં ઘેરમાં કોઈ એવો ધામો નાખવાની વાત કરે તો, હું તો માર લાત ને કાહાડૂં બાહર.

**અરદેશર**--(બાજુ) છે. છોકરો લાયકીવાલો છે!

**મેહરજી**--દીકરા કાઉસ તારી ઘણી ભુલ છે. એ આદમી કોઈ અમીર છે.

**કાઉસ**--(હસીને) અમીર? નહીં, નહીં, કાકાજી તમે ભુલોચ. કોઈ

ઉમરાવ હોસે! અરે કદાચ કોઈ શાહેનશાહ હોસે શાહેનશાહ! રટ્ટ્ એન્ડ નોનસનસ. બધ્ધું વાહીયાત. અરે એ તમારા અમીરનાં કોઠાં પર કાગરા બેસે રે! નખ્ખોદ ગીયો છ મહીનાને છેરે બી નાહી નહી મરતો હોસે! (ઘણો હસેછે.) ખરૂં કેહુંચ કાકાજી, પરમ દાહરે એની તોપીની કોર પરથી મેં એક જુ બી ચાલતાં જોઈતી.

**અરદેશર**—(બાજુ) સું કેહેચ! બસ એકજ! તે કેઈ જાત ઉતી—ચાન જુ કે સુરજ જુ?

**મેહરજી**—દીકરા કાઉસ, તારી એ વાત મને ગમતી નથી. આવ અંહી હવામાં એ ઘરી બેસીએ, ને કંઈ બીજી વધારે લાયક વાત પર વખત ગુમાવ્યે. (હાંક મારેછે) ભીખા.

**ભીખો**—(અંદરથી) આયો હાબ.

(ભીખો દાખલ થાય છે.)

**મેહરજી**—એ તણ ખુરસી લાવ.

**ભીખો**—લાયો હાબ.

(ભીખો જાયછે.)

**કાઉસ**—કાકાજી, આપરે તો બે જણા છૈએ, ને તીજી કોણને વાસ્તે?

**મેહરજી**—કદાચ અરદેશરજી બી આપુને બાહર બેઠેલા જોઈને અંહી આવસે.

**કાઉસ**—અરે તમારા અરદેશરજી મરેરે પાછલી રાતે! ખરૂં કેહુંચ કાકાજી, તમોને તો ગુસ્સો બી આવસે પણ મને તો એ ડોસાને જોતાંજ પેટમાં કંઈ આરાં ને ઉભાં થઈને ધધરીને તાપ ચહરી આવેચ!

**અરદેશર**—(બાજુ) ઊભો રેહે બચ્ચા, તુને કોહેદાંનના પરીકાં નહીં તો જમાલ ગોટાનો જોલાબ આપુંચ.

(ભીખો ત્રણ ખુરસી લાવેછે.)

**કાઉસ**—જોવ જોવ કાકાજી, હું કેહું તેમ કરસો?

**મેહરજી**—સું દીકરા?

(બેસેછ.

**કાઉસ**—જોવો, આએ તમારાં ખેતરોમાં કાગરા ચલ્લીઓને બીધરાવીને દુર રાખવા તમે લોકો સફેદ રંગ લગારેલાં હાલ્લાં જે લાકરીઓ

પર ઊભાં કરી મુકોચ, તેને બદલે જો ખેતરની વચમાં વાવટા કાહીની કાંની એ કાકાટઉવા જેવા ડોસાને ઉભો કરી મુકસો કેની તો હું ધારૂંચ જે એને જોઈને ચરંદાં પરંદાં તો સું પણ માણસો બી નાંહસી જસે.

(હસેછે.)

**અરદેશર**--(બાજુ) પોરયો ફીલસુફ બી દેખું હો, પણ હવે મારે જાહેર થઈને એની ટેં ટેં કરતી લુલીને અટકાવવી જોઈએ, નહીં તો સાંભરતાં સાંભરતાં મારી ધીરજ ખોઈ દેઈ હું મારી ગોઠવનો ઊંધી મારી દેવસ.

(જતો રહેછે.)

**મેહરજી**--જા બા કાઉસ, તું તો એ ગોજી વાત પરથી હાથ ઉઠાવતોજ નથી, ત્યારે તો હું ઉઠી જવસ. (અંદર જોયછે) હં: પણ સંભાલ, જો સાંમેથી અરદેશરજી આવેચ, હવે અખારા કરજે.

**અરદેશર**--(દાખલ થાયછે) કેમ શેઠયાઓ, બે ઘરી હવામાં બેઠાચ કે? અંદર મારો બી જીવ ઘભરઈ આયો, તે મકું જે ચાલ રે જીવ જરા બાહર જઈને બેસતે. (બેસેછે) કંઈ ખાનગી વાતચીત તો નથી ચાલતી ની?

**કાઉસ**--જી હા, કંઈ તેવુંજ છે.

**મેહરજી**--(ઉતાવલે) નહી રે નહીજી, તેવું કંઈ નથી. એ તો બેઠીબાપ ચેરો છોકરો છે. (કાઉસને) કાઉસ, કાઉસ, તું મને ઘણું નરસ લગારશે જો.

**કાઉસ**--(મેહરજીને) તમે તમારે મુગા બેસો ની?

**અરદેશર**--એ તો હોય, એવણ જરા ( પલાંઠી વારતાં-ટકોરથી) મુંબઈગરા છે ની, ને વરી સુધારાવારા છે તેથી એ તો મને જોઈને એવણનો જીવ કમકમતો હોસે, કેમ કાવજીબા એમજ કેની ?

**કાઉસ**—નહીં રે જી, જીવ સું કામ કમકમે? ( બાજુ ) ખરેખર નખ્ખોદ ગીયા અવવરનું સહવારે મોનું જોયું હોય તો રોજગાર નહીં મલે. (અરદેશરને) પણ અરદેશરજી તમે સાહેબ એવા છેક સકકર સંકકર—

**અરદેશર**—(ધીરજ આપીને) અરે બોલો, બોલો, એમ ગભરાયા સું કામ કરોચ? સું હું છેકજ સકકર ગંડેરીવારા જેવો લાગુંચ ?

**મેહરજી**—નહીં રે અરદેશરજી, એ તો જરા બોલીદરાજ છે. તમે તમારાં મનમાં એમ જરા બી ઓછું ના લાવતા, એ તો ભોલો ને દીલને સાફ છે.

**અરદેશર**—(બાજુ) તદન સાફ! ચોખ્ખો બીલોર જેવો! પાઘરી લે તો ધાબોબી પાછો નહીં આપે. (કાઉસને) પણ તમે પછી સું કેહતાતા

**કાઉસ**—નહીં, મકુંજે–મકુંજે (બાજુ) નખ્ખોદ ગીયો જયારે મારી સાથ વાત કરેચ તારે હું ગમે એવી છાતી રાખવા માંગુચ તોબી મારા હાજાંજ ગગરી જાયચ. કંઈ એવાં બીજ્ઞારા જેવાં નેણુ કાહરીને જોયચ કે નહીં ઉતી કંઈ ફકર પરેચ. (અરદેશરને) મકુંજે સાહેબ એમ છેક હાલહવાલ કાંય ફરોચ ? કંઈ બે પઈસાનો ખોદાએ આપેલો જીવ તો હોશે ની?

**અરદેસર**—કંઇ બાઝો નહીં બાવા. તમારા જેટલો તો નહીંજ તો? તમારા જેટલા પઈસા જો મારી પાસ હોતે તો હું નહીં લાલ વાવટો મુકી દેતે ? ને આએ કુતરાના પટા ને સાથે નસીસાલો હાથે વીટારે તેવા વાસ્કુત પર પેટાવા જેવું કંઈ હું બી નહીં લગારી નીકરતે ? પણ કાવજીબા (તપ-કીર સુંગેછે.) હું એમ પુછું કે સાહેબ સું ધંધો કરોચ ?

**કાઉસ**—( બાજુ ) કંબખ્તી બેંકમાં આખ્ખાંનો ખુરદો કરૂચ, પણ એ સતીઆનાસ ગીયો વરી અહીં કાંહ ઉતરયો ?

**મેહરજી**—નહીં રે અરદેશર શેઠ, એવણુ જરા ઓસકાએચ, કેમકે એવણુ હમના બીચારા બેહા બેકાર છે, પણ એ તો હેય: દુન્યા છે, ચાલ્યુંજ જાયચ, આજે એમ ને કાલે તેમ.

**અરદેસર**—તો, તો, તો, ચાલ્યું જાયચ. આજે એમ ને કાલે તેમ ! કાવજીબા, તમે કંઈ એનો બરાપો ના કરતા જો.

**કાઉસ**—બરાપો ? છટ નોનસનસ.

**અરદેસર**—ને કાવજીબા તારે હું એમ પુછું કે આપ સાહેબ સીએલા કેંટલુંક છેઓ ?

**કાઉસ**—(બાજુ) દાબે હાથે અરબ્બી ને જમને પગે ફારસી લખુંચ, પણ એ ઘેરાનો ખાઘો ખાઈપીને મારંજ ગેરવવા બોચ સું ?

**અરદેસર**—કેમ બપાવા કંઈ બોલતા નથી !

**મેહરજી**—નહીં અરદેશરજી, અંગ્રેજીનું એ ભઈ ને કંઈ ઝાઝું ગીનીઆન નથી.

**કાઉસ**—હું તો ઘણું બી શીખતે—

**અરદેસર**—(બાજુ) પણ સું કરે, બલ્લુ મેહેતો મરી ગીયો, ને ફાંનો મેહેતો બટંબે ગીયો તેથી બચારો મકઈ બુઠઠા જેવો રહી ગીયો.

**મેહરજી**—પણ એના બાપનું ભલું થાય તે લારથી છકાવીને સીખવાજ નહીં દીધો, ને નકામું આજે બચ્ચાંને હેરાંન કીધુ.

**કાઉસ**—સું હું હેરાન છેઉ? નોનસનસ, નોટ આ બીટ.

**અરદેસર**—પણ જોવની એવણ સેઠ વચ્ચે વચ્ચે નાનસેન્સ ને કંઈ નાટા બીટ ફાટા બીટ કરયા કરેચ તે હું જાંણું કે કદાચ ઈંગ્રેજીના ખાં હોશે!

(ભીખો દાખલ થાયછે.)

**ભીખો**—હાબ, ચાએ લાઉં?

**મેહરજી**—ચાએ! વખત થયો સું?

**ભીખો**—હા હાબ, કેંવારનો થીયેલો.

**મેહરજી**—હા તારે લો કાહર, પણ જો (અરદેશર તથા કાઉસને) સેઠયાઓ ચાએ અંહીજ મંગાઉં?

**અરદેશર**—અરે મંગાવોજી, વરી અંદર કોણ જાએ?

**મેહરજી**—તારે ભીખા એમ કર. પેલી આપરી ટીપાય છે ની પછવારેના ઓરડામાં તે અંહી લાવ ને ચાએબી અંહીજ લાવ.

[ભીખો જવા કરેછે.]

**કાઉસ**—ભીખા, ગુલબાનુ કાંહ છે?

**અરદેસર**—સાહેબ આએ ઘેરમાનાં બીજાં બધાં કરતાં કંઈ ગુલબાંનુ તરફ ઘણીજ મેહરબાંની રાખતા દેખાઓચ?

**ભીખો**—એ ઈફા પાહેના ઓરડામાં લહન કરતાં છે હાબ.

**મેહરજી**—હં: તારે તો તેવણને બી અંહીજ મોકલ ને તેવણને વાસ્તે એક ખુરસી મોકલીને બાઈની ચાએ બી અંહીજ લાવ. (ભીખો જાયછે.) સું વાત કહું દોસ્તો, એ મારી દીકરી, ને પેલો જહાંગીર કે જેને હું મારા પેટના દીકરા સમાનજ ચાહુંચ તે—

**કાઉસ**—(છછણીને) અરે છટ કાકાજી, એવું સું બોલવાનું? આઈ ડોંટ લાઈક ઈટ એટ ઓલ.

[ભીખો એક ખુરસી મુકી જાયછે.]

**અરદેશર**—બાવા, તમે ગુજરાતીમાંજ બોલોની કે જરા હું બી સમઝું. એ ઘોટ પીટ સોટ પીટની તાપ અમે બુઢઢાં માણુસ કેમ સમજયે? પણ હમના મદઈનો જીવ કેમ ઉકરી આયો?

**કાઉસ**—અરે એ તે કંઈ રીત છે? આએ પેલો એક નાવારેસ રખરતો રસ્તેથી મલેલો પોરયો જહાંગીર, તેને એવન દીકરો કેહ તે મને ઝેર નહીં લાગે?

**અરદેસર**—લાગે બા લાગે; હજાર વખત લાગે. મેહરજીભઈ, તમે એવણુનેજ કાંય નહીં દીકરો કેહતા ને કરતા? એવા ઘેર સોભત દીકરા બધાને પેટે હોતા નથી જો મેહરજીભઈ બા. (બાજુ) એ તો જેને કાલ ચંદર બેઠો હોય તેનેજ એવા સપુત મલે.

**મેહરજી**—એ બી હજાર વખત મારો દીકરો પણુ—

(ગુલાં આવેછે.)

**ગુલાં**—બાવાજી, તમે મને તેરાવી?

**મેહરજી**—હા દીકરા.

**ગુલાં**—કંઈ હોકમ છે?

**કાઉસ**—અરે સું ગુલબાનું, તમારૂં લેસન તો રોજનું છે, જરા અમારી આગલ તો બેસો.

**અરદેશર**—હા દીકરી, જરા એવણુની આગલ બેસીને દુન્યાદારી ને અક્કલની બે વાતો શીખો કે પાછલે દાહારે કામ આવે.

**ગુલાં**—જેવી તમારી મરજી.

(ગુલાં બેસેછે, ભીખો એક તરેમાં ચાઅ લાવેછે.)

**કાઉસ**—( બાજુ ) ગુલનાં દેખતાં એ કાતરયાંનો ઘસેલો મારી અંગ્રેજી કે કમઈની વાત કાહરી મને શરમાવશે તો પુલ સુધનું જવા ઉપરાંત એ છોકરીને ઝીતી જવાની જે જાલ મેં પાંથરીચ તેમાં બી ઠાપ ખાઇ જવાસે.

મેહરજી—દીકરા કાઉસ, ચાએ લેની ? ઠંડી પરેચ.

કાઉસ—લેઉંચ કાકાજી, મને ચાએ ઠંડી પારીનેજ પીવાનો ડાક્‌-ટરનો હોકમ છે.

અરદેશર—સારૂં, બાવા, ઘણું સારૂ: કેમકે તમે જરા જરામાં સુગ-ઇને છીકઇ પરોચ તેવા ઉકરેલા જીવને ઠંડી ચાએ ઘણીજ સારી. કોણ જાણે, ગરમ ચાએથી મદઈને પટ દઈને માંથે લોહી ચહરે ને ચટ દઈને કંઈ નવું જુંનું થઈ જાય તો !

કાઉસ—(બાજુ) તું મારા સપાટામાં આવની બચ્ચા કે તુંને બરા-બર ચોરયાસીનો ફેરો દેખારી દેઉં, પણ વાત ફેરવી તોલવી જોઇએ. (મેહરજીને) હા પણ કાકાજી, હું તમુંને એમ પુછું કે મારા પેલા જાલેજર કાકાનો કંઈ પત્તો નહીંજ મલ્યો વારૂં ?

અરદેશર—તે વરી સું વાત છે મેહરજી સેઠ ?

મેહરજી—હું કેહું અરદેશરજી. તમે હવે જાંણે મારા માએ જગ્ય બઈ હોવો તેમ મારાં કુટુંબમાં પરોટાઈ ગીયાસ—

કાઉસ—કાકા, તમે બી બાજે વખત ભમરડા એવા ગુમાવોચ યાર કે—

અરદેશર—સું કરસો કાવજીબા, એવણ એવા છે તો ખરા. માંડી-વારો, અમસ્થો જીવ ના કુહરાવો.

મેહરજી—ને તેથી મારા કુટુંબ કબીલાની વાત તમારીથી કસ્સી છાની રેહવી જોઈતી નથી, જુવો સાહેબ, તારે મારાં બેહસ્તી માએ બાપ નાં અમે બધાં મલીને પાંચ છોકરાં.

કાઉસ—તેમાં બે છોકરી ને ત્રણ છોકરા.

અરદેશર—કંઇ નહીં બાવા, કાકાજીનેજ બોલવા દેવો. મોટાં વાત કરતા હોય ની, બપાવા, તારે વચ્ચે બોલ બોલ નહીં કરયા કરયે, સમ-જયા કેની ?

(ગુલાં હસેછે.—કાઉસ શરમાયછે.)

મેહરજી—સાહેબને કેહું જે એ તન છોકરાંમાં એક તો ગોલામ પોતે ને એક આપ મારા કાવસના બાવા, ને તીજા તમુંને ખુદા સલામત

શાએ તે બાસેજાર કરીને ઉતા. તે બચાગ મારા બેહરતી બાવાનાં ગુજરવ પછી અમે તંદે જણા અમારા ફાલા લેઈને છુટા પરયા તારના સફ્રે ગીયા, ને પછી તમે માનસો ? તે બચારાની તે દાહરથી જાંણે ધનનસલ ના ખુદ થઈ ગેઈ ?

**કાઉસ**—કાકાજી, આપરાં કુટુંબમાં એવા બનાવો ઘણા થયા હું:

**ગુલાં**—કાઉસ, તારીથી બી બોલ્યા વગર રેહવાતુંજ નથી હં: કંઈ નહીં, વરી તુંને અરદેશરજી ધમકાવસે તારેજ તું ચુપ બેસસે.

**મેહરજી**—પણ વારૂં કાઉસ, મુંબઈમાં તારા ફુવાઓ ને ફુઈની છોકરીઓની સું ખબર છે? તુંને મલતાં ભેટતાં તો છે ની ?

**કાઉસ**—અરે મુવાં રે—નામ બારો કંબખતોનું, તે લોકના મીજાસો કેટલા છે ? જાણે દાદીસેઠને તાહનાં ! નખ્ખોદ ગીયાં પાસે ખાવાની ખાખ નહીં મલે ને નાખ પર જાણે માખ નહીં બેસવા દેતાં, ને જયારે બી ટીચકું જોવો તારે એમજ.

(ટીચકાંની ખીચ પાડેછે.)

**અરદેશર**—પણ કાવજી બા, તે લોક તમારી સાથેજ એમ ચાલેચ કે બધાં સાથ ?

**કાઉસ**—(ગુસ્સાથી) એટલે ?

**અરદેશર**—અરે નહીં રે બાવા, હું તો સેહેજ પુછુંચ.

(હસેછે.)

**મેહરજી**—હા દીકરા કાઉસ, જો કે હું તે લોકના તુંમાખી તોરની વાત ના પારતો નથી, તો બી તાતે ઘાએ મારે કેહવું જોઇયે કે તારી બી ઘણી ફરીયાદો મારે કાને આવીચ.

**અરદેશર**—કોણની ? કાવજીબાની ? અરે બોદા બોદા કરો સાહેબ! કેહનારાં કોઈ એવનના દુસમન હોસે દુશમન છેક માંથાથી પગવેર એવન તો ફરેસતાને શરમાવે એવા છે. એ તો કોઈને એવનને વરે વેહેમ હોસે વહેમ, બાકી એવનની ફરીયાદ સું બરીચ ?

**કાઉસ**—કાકાજી, પીઠ પાદશાહની છે. કુવાને મોહને ઢાંકનું છે, કંઈ જગને મોહને તારૂં છે? જેને ગમે તે બોલે, વાસ્તે જે ખુમાતા આવે તે કંઈ બધા ખરાજ સમઝવા નહીં હું:

**ગુલાં**—તારે વાસ્તે હમે અવાર નવાર ઘણું સાંભરયેચ કાઉસ, પણુ હું બાવાજીને હમેસ એમજ કેહુંચ કે કાઉસના જેવો સમજુ ને સલુકવાલો મેં તો નથી જાયો.

**અરદેશર**—ખરૂં બોલી ગુલાંમાય. અરે એવણુની સમઝદારી ને સલુકઇની વાત તો જેમ જેમ અનુભવ મલશે તેમ તેમ જણાસે.

**કાઉસ**—પણુ વારૂં એવું તેં સું સાંભરયું તે તો કોઈ કેહવો ?

**મેહરજી**—અરે લેની હું કેહું. કેહે જે તું તો કોઈ નસકારી નસાકરી પોરી સાથ પણ્યો ને વરી તેં તેને તજી બી દીધી !

**કાઉસ**—(બાજુ) નખ્ખોદ ! એ મોહકાનના સમાચાર એ લોકે કેમ જાંણ્યા ? (હસીને) બસ એજ કે કંઈ બીજું ? (હાય મારીને) હા દુન્યા દુન્યા!

**અરદેશર**—(હાય મારીને) હા દુન્યા દુન્યા !

**કાઉસ**—(ઘભરાઈને) આએ ડોસો વરી કંઈ ભમરડો ગુમાવસે. હવે એ વાત બી વીસરાવવી જોઈએ. (મેહરજીને) પણુ કાકાજી, એ આએ સુરતના માતબર મેહેલ વીસે સું અફવા છે ?

**મેહરજી**—એ ખરી અફવા છે દીકરા. કેહે જે વકીલોની મારફતે છુપા છુપ સાટું કરીને એ કોઈ પારસીએ ખરીદયોચ, પણુ એના લેવાવાલાનું નામ જાહેરમાં આયું નથી.

**ગુલાં**—કીયો મેહેલ બાવાજી ?

**મેહરજી**—પેલો નવાબવાલો મેહેલ, નદીના મુખરા પર છે તે.

**ગુલાં**—પેલો આપરે પાસ કરાવીને આગલ જોવા ગીયાતાં તે ? મરે કેવો સરસ મેહેલ છે !

**અરદેશર**—એટલો બધો સરસ !

**ગુલાં**—ઘણોજ સરસ કાકા. તેનું નામ બી નવાબના વખતથી માતબર મેહેલ છે.

**કાઉસ**—એ મેહેલ જો મુંબઈમાં હોય કે ની ગુલ તો નાંખી દેતાં એની ખરીદી પર સાત લાખ રૂપીઆ લાગે. આય હમના . થોડુંકની વાત પર મુંબઈમાં પેલો તાતા પેલેસ બંધાયોચ તે સાંભરયું કેની ? વાહ,

ધન છે એવા એક જરથોસ્તી નરની છાતીને, કે તેણે બનાવ્યુંચ તારે તો એક કુટુંબનું રેહવાનું ખાનગી મકાંન, પણ બાંધ્યોચ તારે તો એક પાદશાહોને બરનો પાદશાહી મેહેલ. ખરેખર, એ મેહેલ માટે હવે પછીની પારસી તવારીખમાં પારસીઓના આજના પરી ભાગેલા વખતની જાહો-જલાલીની બી એક યાદ જાહેર ને જીવતી જામીનગીરી તરીકે સદા સચવાએલી રેહસે.

**ગુલાં**—મરે, તારે તેની પર કેટલા લાખ રૂપીઆ લાગા હોસે ?

**કાઉસ**—વીસ પચીસ લાખ થવા જોઈએ.

**અરદેશર**—(ટકોરથી) હેં ! સાહેબને તો તારે ઈમારતો વીશે બી કંઈ સમઝ જેવું જણાયચ ખરૂં. પણ બાવા, તારે સું આએ વાત ખરી કે મુંબઈમાં જી. આઇ. પી. વારાઓએ પેલું બોરીબંદરનું નવું ઇસ્ટેશન તૈયાર કીધું તેનો પલાન ને તેની સાંથે પેલી મુનીસીપાલની નવી ઈમારત બંધાયચ તેનો બી પલાન તે બાંધનારા ઈજનેરો તમારીજ પાસેથી સીખી ગીયેતો ? (બધાં ઘણાંજ હસેછે-કાઉસ ફ્જેત દેખાય છે.)

**ગુલાં**—કાકાજી, તમુંને અમારા કાઉસ સાથે દોરે દીઠું બનતું નથી. (હસેછે.)

**કાઉસ**—કાકાજી હવે એ બધાં જુઠ્ઠાં ટાહેલાં જવા દેઓ ને ગુલાંને કંઈ ગાવા કેહવો. ખરૂં કેહુંચ ગુલ, કે તુંને ગાતી સાંભરવી એ અહીં આવ્યા પછીની મારી પેહલ્લાં નંબરની મોજ થઈ પરીચ.

**ગુલાં**—(હસેછે) હા, હા, કાવસજી, મસ્કેરી કરો-મસ્કેરી કરો. તમે નહીં મસકેરો કરસો તો કંઇ તમારા છોકરાં થોરાં મસકેરી કરવાનાં છે ? એ તો હમે ગામસ્થાં ને તમે સેહરી ફેની તેથી હમારાં ગામરેનાં ગીત તમુંને કાંકાંથી ગમે ?

**કાઉસ**—નહીં ગુલ, હું કસમ પર કેહુંચ કે હું ખરાં દીલથી બોલુંચ. પુછ કાકાજીને ? કાંય કાકાજી ? કેમ બોલતા નથી અરદેશરજી ?

**અરદેશર**—હા દીકરી ગુલ, હવે તારા સગાની ખાએસજ છે તો એક ગીત ગા ? જરા હું બી સમઝસ.

**ગુલાં**—ઠીક છે, જેવો તમારો હુકમ.

## "ન બોલો મેરા મેરા"—એ રાહ.

ન બોલો મારૂં મારૂં.—ન તારૂં, ન મારૂં,
જો જમનું નગારૂં થશે તો અકારૂં છે તારૂં ને મારૂં.—ન બોલો.
સુંદર રૂપ એજ તારૂં, ચંદર સુ તેજ સારૂં,
અંતે થશે અંધારૂં, સકકારૂં અવારૂં, તો તારૂં ને મારૂં.—ન બોલો.
કોઇ દુન્યામે ન જોહાક સમ જાલમ થયો,
તે બી આખર ન રહયો. તજી આ આલમ ગયો!
દુન્યાથી ચાલતાં થાવું છે એક દીન,
મારૂં ને તારૂં તજી જાવુ છે એક દીન. મારૂં—ન બોલો.

(ગાયણુ પુરૂં થતાં ભીખો એક ચીઠી લાવે છે.)

**ભીખો**—હાય, આય કંઈ ચીઠ્ઠી આવેલી.

**મેહરજી**—ચીઠ્ઠી? (ચશમો પેહડી ઉઘેડી વાંચે છે) અજબ જેવું, ઘણુંજ અજબ જેવું!

**ગુલાં**—સું છે, એવું તે સું છે?

**મેહરજી**—જે માતબર મેહેલ વીશે આપરે વાત કરયેચ તેજ મેહલમાં આપુને બધાંને ઇજન છે.

**કાઉસ**—ઈજન? સાનું ઈજન?

**મેહરજી**—જુવો હું વાંચું. એ કોઈ સોલીસીટરને નામે છે, પણ હું તો તેને ઓરખતો બી નથી. (વાંચેછે)

"સદા સુખી શેઠજી મેહરજીભાઈ બહમનજી મેહતાની ખીદમતમાં સલાંમ સાથે લખવા મકસદ એ છે જે તમારી તરફનો નવાબવાલો મેહેલ અમારે હસ્તક એક પારસી ગ્રહસ્થે વેચાતો લીધોચ, ને તે હવે રાચરચીલાંથી તઈયાર થઇ રેહવાના સબબે તેનું ધામધુમથી વાસમુરત થવાનું છે, વાસ્તે માલેક તરફથી નમનતાઇ સાથ તમોને ચાંપીને ઈજન કરવાને શેવકને ફરમાસ થઈચ કે એ ઈમારતમાં સહુ પરીવાર જરૂર તસદી લેઈ ચાલુ માસની તારીખ ૧૨ મીને વાર સનેઉને દીને પધારવું, ને ઘેરમાં જે બી પહરોણાં હોએ તે લોકને બી સલામ સાથે ઈજન આપી જરૂર લેતા અવવું.

લા૦ તમારો તાબેદાર

**પેસતનસાહ દીનશાહ સોલીસીટર."**

**અરદેશર**—કેટલું અજબ જેવું ! એ ચીઠ્ઠીમાં એ મેહેલ કોણે લીધોચ તે લખવાના તો અખારાજ કીધાચ, ને તેરું બી પરાયાંજ નામે કીધુંચ.

**મેહરજી**—(વીચાર કરીને) હા પણ જવું તો જોઈસે. મોટ્ટાં માણુસનાં ઇજનને માન તો આપવુંજ પરસે. કાઉસ દીકરા તું બી આવજે. તમે બી ચાલસો કે ની અરદેશર સેઠ ? જરૂર આવવું પરસે જો ?

**કાઉસ**—અરે વરી એવણુને કાંહ સાથે—

**અરદેશર**—ફીકર નહીં કાવજીબા, તમે આગલ આગલ ચાલજો, સેવક તમારા બુતલેલ દાખલ પાછલ પાછલ ચાલસે કે તમુંને એબ નહીં લાગે. કેમ ?

**મેહરજી**—અરે નહીં રે અરદેશર સેઠ, એની બોલવાની મતલબ એમ નહીં, પણ તમારી નાદરૂસ્ત તબીયતને સબબે એ તો એમ બોલ્યો, પણ તમે જરૂર આવજો હં કે સાહેબ.

**અરદેશર**—જેવો હોકમ, આપુને કાંહ ના છે ? ફકીરા મસીદ જાંહ પરયા તાંહ નચીંત !

(ભીખો ચીઠી લાવેછે.)

**ભીખો**—હાબ, આએ વરી બીજી ચીઠ્ઠી આવેલી.

**મેહરજી**—બીજી ચીઠ્ઠી ? એ આજે ચીઠ્ઠીનાં કેમ વાહાંન ફાટાં ? (જોઇને) એ આય.તો જહાંગીરના દસ્કત છે !

**ગુલાં**—(ધભરાઇને) જહાંગીરના ?

**મેહરજી**—હા બેટા. (વાંચે છે)

“મેહરબાન મુરબ્બીજી,

“ આએ ઘેર સદા સુખીનું છોરી જતાં મને ભારે દુખ ઉપજે છે. (ચમકે છે.) જે ઘેરમાં હું બચગીથી ઉછરયોચ તેને એમ છેલ્લી સલામ કરતાં હું અફસોસનાં આંસુઓ વરસાઉંચ, પણ હું માંગી લેઉંચ કે તેમ કરવા ખાતર મને નીમકહુરામ ગણુતા ના. ઘણા સબબો મને એ દુખભરી ફરજ પરેચ, વાસ્તે મને માફ કરજો, ને બેહન ગુલને મારી નમનતાઈભરી દુવા બંદગી કેહી તમો મારા દાંદખાહ મુરબ્બીજી બી કબુલ રાખજો.

લા૦ **જહાંગીર.**”

(ગભરાતથી) અરે આએ સું આફ્ત ! એનો સબબ સું?

**કાઉસ**—અરે જવા દેઓજી, વાતમાં જીવ નહીં મલે ને આફ્ત ને સબબ સાનો બરયો? (બાજુ) એ પોરયો આપો આપ ખરયો તે આપુને તો ઓદાયજી પાયા. ગુલને વારતેનો મારો રસ્તો વધારે સગવર ભરેલો થયો.

**મેહરજી**—નહીં, નહીં, એ કંઇ જેવો તેવો દીકરો નથી કે એને હું એમ હંડે કલેજે જતો મુકું. અરે એને વારતે તો મેં હજારો ઉમેદો બાંધેલી છે. એના વગર મારૂં કામ કેમ આગલ ચાલસે? ખસો! મને બોલ કરવા દેઓ? (ઉતાવલમાં જાએછે.)

**ગુલાં**—(બાજુ) ઓ ખુદા! તારે અંતે જહાંગીર એમ જતો રહયો? મને બાવાજી માફ કેમ કરસે? જે બને તે ખરી, પણ હું તો હમણાંજ જઇને બાવાજીને બધી ખરી વાત કહી દેઉં.

(જાયછે.)

**કાઉસ**—(બાજુ) વરી આએ દીવાડાન્ડી સાથ હું કાંહ એબલો પરયો! (અરદેશરને) ચાલો, ચાલો, અરદેશરજી અંદર ઓવો. મેહરજી કાકાનો જીવ ઊકરી આવોય, ને તમે તો ઠંડાં પાણીનાં માંટલાંની કાંની ઘીના ડબરા જેવા અહીંજ બેસી રહયાચ.

**અરદેસર**—મારૂં કામ હું બરાબર સમજ્યુંચ, કાવજબા. (કાઉસ જાય છે—અરદેશર એકલો.) બધું બરાબર પાર ઉતરયું. જહાંગીર ગીયો, તે મારીજ સમજાવતથી ગયો. તે જતે નહીં તાંહાં વેર ગુલ તેની કદર બુજને નહીં. વરી મેહરજી જહાંગીરને પાછો બોલાવા ઉલટમંદ થઇને ગાયોચ, પણ મેં મારૂં કામ એટલું તો પાકકું કરેલું છે કે જહાંગીર હવે હાથ આવનારજ નથી.

(જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

(મેહરજીભઇનાં ઘરનો પહેલા પ્રવેશવાલો ઓરડો.)

**ગુલાં**—(ઘભરાતમાં) બાવાજી કેઠે નથી. મે બધા એરડા જોયા

ને બધાં માણસોને બી પુછયું. ઓ જહાંગીર! જહાંગીર! તેં આએ અમો પર સું નવી આફત લાવી નાખી! અરે ખુદા, મેં એનેજ કબુલ રાખવા બાવાજીને વચન આપ્યુંતું તો હવે હું બાવાજીને મોહડુંજ કેમ દેખારસ? જહાંગીર વગર બાવાજીનું કામ કેમ ચાલસે? જહાંગીર વગર મને સોહવાસે કેમ? (રડેછે.) ઓ જહાંગીર, પાછો આવ, તું હજી બી પાછો આવ કે મારાં દીલનાં આય ધુંજરાં મીટે. જઈને પાછી જોઉં, બાવાજી હવે આયા હોસે.

(જવા કરેછે, અરદેશર દાખલ થતાં તેને અટકાવેછે.)

**અરદેશર**—સબર કર દીકરી ગુલ, એટલી ઉતાવરમાં કાંહ જાયચ?

**ગુલાં**—મને બાવાજીને મલવુંચ, અરદેશરજી. તમે તેવણુને કેડે જોયાચ? ખોદા જાંણે જહાંગીરનાં ગુમ થવાની વાત જાંણતાં તેવણુ પોતે કાંહ જતા રહયાચ?

**અરદેશર**—ધભરા ના, દીકરી, તું ધભરા ના. તેવણુ કેડે તેની જુસ્તેજોમાં ગીયા હોસે તો હમણા પાછા આવસે. આવ અહીં બેસ, ને ધીરજથી મારી સાથ બે વાત કર.

**ગુલાં**—પણ મારીથી નીરાંતે બેસીને તમારી સાથ વાત કરી શકાય એટલી મારા જીવને ધીરજ નથી, કાકાજી.

**અરદેશર**—કંઈ ફકર નહીં, દીકરી, તોબી જરા બેસ. (પોતે બેસે છે.) મારી વાત તારાં દીલમાં જે વાત છે તેનેજ લગતી છે. તું જહાંગીર વીશે તારો વાંક બધો તારા બાપ આગલ કબુલ કરી દેવા ઊલટમંદ છે ની?

**ગુલાં**—હા કાકાજી, પણ તમે એ બધાંની છુપી વાતો એમ તરત કેમ પારખી શકોચ? (બેસે છે.) મને કેહો અરદેશરજી કે તમે કોણ છેઓ?

**અરદેશર**—(હસીને) માણસ, મારી દીકરી, હું પણ તમો સમાન એક ઈનસાનજ છેઉં.

**ગુલાં**—પણ મરે ઈનસાંન તો બધાં છે ને હું બી છેઉં, પણ હુ તો મુઈ એમ કોઈની છુપી વાતો નથી પારખી શકતી! ને તમો તો જાણે અરધા ખોદાયજી હોવો તેમ બધાનાં દીલની જરાકે જરાક વાત કેહી દેઓચ.

**અરદેશર**—તે બધી વાત આપરે પુરી ધીરજથી ને પુરી ફુરસદથી હવે પછી કરસું, દીકરી ગુલ. હાલ તો તું મારા સવાલોના જવાબ આપ. બોલ, તારે, હું કેહુંચ તે બધું ખરૂં છેની. કે તેં જહાંગીરનો હાથ નેકામાં ના પારયો, તેથીજ જખમી થઈને તે આએ મકાંન સદા સુધીનું છોરી ગીયો ?

**ગુલાં**—(કગલીને) હા કાકાજી, તમે કેહોચ તે ખરૂં, પણ મને ખબર નહીં હુતી કે મારાં ના કેહવાથી જહાંગીર એટલો બધો નાદાન થસે. (રડેછ.)

**અરદેશર**—ફકર નહીં, છોકરી, ફકર નહીં. વારૂં પણ એ જહાંગીરનો હાથ નાકબુલ કરવાનું તારૂં કારણ તારો પીતરઈ કાઉસ છે નહીં? તુંને જહાંગીર કરતાં કાઉસ વધારે ગમેચ એમજ કેની ?

**ગુલાં**—ઓ ખુદા ! હવે કેમ કરૂં ? કાકા તો બધીજ મારી વાતો જાંણેચ. કાકાજી, કાઉસ નહીં ઉતો તાંહાંવેર મને જહાંગીર ઘણો ગમતો તો, પણ કાઉસનાં આવવા પછીથી મને જહાંગીર કરતાં કાઉસ વધારે ગમ્યો, ને તેથી મેં અધીરી પરી જહાંગીરનો હાથ ખોલ્લે ખોલ્લો નાકબુલ કરી દીધો, એ મારો વાંક બાવાજી મને કેમ માંફ કરસે ?

**અરદેશર**—મારી ભોલી દીકરી, તું તે તારા વાંકને માટે પરતાયચ એજ પુરતું છે. વરી જહાંગીરને ના પારવામાં તેં સરયામ વાંક કાંધોચ એવું બી કંઈ નથી. જાંહાં તારૂં દીલ નહીં તાંહાં તારા બાપને માત્ર રાજી રાખવા તું હા પારી તારો હાથ નેકામાં આપે એ તારો સંસાર જાંણીજોઈને ધુલ મેલવવા સમાન થતે, ને એ અ વીચારી પગલું તેં નથી લીધું તે જોઇ હું ખુશી છેઉં. હવે બની તે નહી બની થવાની નથી. બાઇ, તુંને ખોટ્ટી ને આરે રસ્તે ઉતારનારી સહલ્લાહ આપવા પેહેલ્લાં હું મારી જીભ કાપી નાખસ, માટે હું તુંને છુપી પણ સાચ્ચીજ સહલ્લાહ આપુંચ કે તું એ જહાંગીર સંબંધી વાત તારા બાપ આગલ કરી તે દુખીને વધુ દુખી કરતીજ ના.

**ગુલાં**—ઓ અરદેશરજી, તમે કેવા ભલા છેઓ !

**અરદેશર**—હા, પણ જો સાંબેથી તારા બાવા આવેચ. દીકરી ગુલ, હવે એ વાતજ ખાઈ જા.

**મેહરજી**—(દાખલ થતાં) અફ્સોસ સદ હજ્જાર અફ્સોસ ! (બેસેછે) કે જહાંગીરનો હું કેહે પતો મેલવી શકતો નથી. અરદેશર સેઠ, એ છોકરાને મેં પેટના દીકરા તરીકેજ પાલ્યોચ, ને દીકરા તરીકેજ આજની ઘરીવેર ચાહયોચ, તેથી મારો જણ્તો દીકરો મરી ગીયો હોય તેમ તેનાં એ રીતે ગુમ થવાથી મારી છાતી ફાટી જાયચ ! (રડેછે) એ દીકરો એમ મને બુઢ્ઢાપામાં તરછોરીને ચાલી જાય એવો ઉતોજ નહીં, ને તેથી એને કંઈબી જોરાવર સબબો મલ્યા નહીં હોય તાંહાંવેર એ જાય નહીં. રખે કાઉસે એને કંઈ અપમાન કીધું હોય, ને તેથી એ રીસઈને જતો રહયો હોય !

**અરદેશર**—નહીં હોય. મેહરજી સેઠ, તમે દાનાવ થઇને એમ નાદાન સું થાઓચ ? જહાંગીર સદા સુધીનો જતો રહયો એ બનાવ ઘણો બુરો બન્યોચ, પણ તે જીવતો છે એજ આપરે વાસતે આજ ને કાલ તો બસ છે. ચાલો આવો, હવે ગમ મોકુફ કરો ને હાથ મોહનું ધોવો.

**મેહરજી**—(જતાં જતાં-રડતો) હવે આએ ઘેર મારી પનોતી દીકરી છતાં મને ખાલી ને સુનું લાગસે. મારાં ખેતરો જહાંગીર વગર મને વેરાંન ને ઉજ્જર જણાસે. હવે કામ કરવાની ને માણસો પાસે કામ લેવાની મારામાં તાકાત રેહેસે નહીં. ઓ જહાંગીર ! જહાંગીર ! તું મરી ગીયો હોતે તો મને ઓછું દુઃખ લાગતે, પણ આએ તો તું જીવતો છતાં મારી બાજી ગેઈ, મારી કમ્મર તુટી ગેઈ, ને બધી માહરી ઉમેદોપર ધુલ વરી.

(મેહરજી તથા ગુલ રડતાં જાયછે.—અરદેશર એકલો.)

**અરદેશર**—મારાં ધારવા ને કરવા મુજબનું પાક્કું કામ થયું, પણ સબર ! મારાં બીજાં માંડેલાં છટકાંમાં બીલ્લુ બરાબર સપરાયોચ કે નહીં તે જરા છુપઈને તમાસો જોતે.

(અરદેશર છુપાએછે.—કાઉસ ઘભરાતમાં આવેછે.)

**કાઉસ**—કેટલું અજબ જેવું ! જે અરદેશરને હું એક નાવારેસ રખરેલ ભીખારી સમાન સમજતોતો, તે એક લખ્ખોપતી શેઠયો છે એ વાત સું માનવા જોગ છે ?

**અરદેશર**—(બાજુ) નહીં રે, વેહમ છે વેહમ ! ચાલો, સક્કર ગંડેરીવારાપરથી લખ્ખોપતી શેઠયા તો થયા.

**કાઉસ**—એ ડોસાના ઓરડા આગલથી પસાર થતાં હમણાં મેં એતેફાક એની નોંધપોથી ઉઘાડી પરેલી જોઈ, ને તે માહેલી યાદીઓ વાંચી લેવાની લાલચ હું દુર કરી શકયો નહીં, તેથી મેં વાંચ્યું, પણ યા યજદાન! મેં સું વાંચ્યું? મેં જે વાંચ્યું તે મારી અક્કલ નહીં કબુલ કરી શકવાથી ફરીથી વાંચ્યું, ને તારેજ મેં જાણ્યું કે આએ પારસી કોઈ ધનવાન સેઠયો છે, ને એની બંધી દોલત મુંબઈવાલા જાણીતા સોલીસીટર પેસતનશાહ મેહતાની મારફતે બેંકમાં જમા છે!

**અરદેશર**—(બાજુ) તારે મુરબ્બી જેમ નોંધ પોથીની ખબર લીધી તેમ જોઈએ તો બેંકની બી ખબર લેઈ વરો?

**કાઉસ**--ગરીબઈ માટે એને અવલથી ફીણવા ખાતર એની નજરમાં હું જે હલકો પરયોચ તે મારી હેમાકાત માટે મને બેહદ અફસોસ થાયચ, તોપણ જો હવે બાજીનો રંગ બદ્લાયોચ તો મારી બધી વર્તણુક ફેરવી નાખી જેમ બને એમ એનું સારૂં મત ઝીતી લેવા મારે એનો પરતો બોલ ઉંચકી લેવો જોઈસે. (થોભેછે.)

**અરદેશર**—(બાજુ) ઠીક છે, ઠીક છે, બચ્ચા, મેં બી તારાં કરતાં પચ્ચીસ દીવારી વધારે જોઈચ. આવજે, ખારાં પાણીએ મોહનું ધોઈને આવજે.

**કાઉસ**—જહાંગીર ગીયો એ મારે માટે ઘણો ભાયગશાલી જોગ થયોચ, પણ તે સું કામ ગીયો તે કંઈ સમઝ પરતું નથી. (ગુચવાયછે) પણ હવે મારે ઢીલ કરવાની નથી. અકેક દીવસ હવે સુન્નાના મુલનો છે; હાલ તો ફુરતાજથી મારે ગુલાંને મારી સાઈડમાં પીગલાવી લેવાની છે, ને એક વાર તે જો મારાસે નેકા કરવા કબુલ થઈ ગેઈ તો પછી કાકાજીને પટાવીને ચાર ચોખા પરાવી લેતાં વાર લાગવાનો નથી.

**અરદેશર**—હમણાં તો મનમાંજ અદરા ને મનમાંજ પન, બાકી આયંદે ચાર ચોખાની વીતી ચાર જોરા તો જરૂર પરવાના છે.

**કાઉસ**—એક વખત એમ થયું કે પછી કાકાને પૈસે મુંબઇમાં મારે નામનો ડંકો વાગીને લાલ વાવટો ઉડવાનો છેજ.

**અરદેશર**—ડંકો તો નહીં વાગસે બચ્ચા, પણ ડબ્બો તો જરૂરજ ઉડસે, કારણ કામ તો કેઠાં ત્રણ લાકરે ચહરે તેવાંજ કરેચ.

**કાઉસ**—વરી પેલી રાન દીનીને પૈસાને જોરે તેની પસંદગીનુ એક તલાક આપીને દુર કરસ, ને પછી માઈ ગ્રેસ્યશ! મન ભાવતી મોજ માટે મને કોણ પુછનાર છે? અરે મને પુછે તેને જમ પુછે!

**અરદેશર**-(બાજુ) પણ બચ્ચા તારીથી તો જમ બી નાહસે ની?

**કાઉસ**—હા પૈસા! પૈસા! યાર ખુદાએ મારી પર ખુબસુરતી, અક્કલ, હોસ્યારી, કુરતાજ વગેરે ઈત્યાદી ઈત્યાદી દરેક નવાજેસો કીધીચ, તેનો સાથ પૈસાની બખસેશ કાંય નહીં કીધી હોસે?

**અરદેશર**—(બાજુ) કાંય કે ખોદાયજીએ ઉંટને શીંગરાં જોઈનેજ નથી આપ્યાં, મારા બાપ!

(કાઉસ ખુશીથી ફરેછે ને ગાય છે.)

**"સારી પયસેકી બાહાર."**-એ રાહ.

**કાઉસ**-સઉ પઇસાનો બાહાર, પઈસાનો કારોબાર,
પઇસાનો પ્યાર, પઈસાથી યાર, પઈસે સઉ તાબેદાર!
ગમાર હો યા ચમાર, ગુંબખ બી બેશુમાર,
પણ પઈસા ચાર, હોય ગાંઠે યાર, તો કેહશે ઇજ્જતદાર!
પઈસા પર સૌનો ચાહ, ફકીર હો યા શાહ,
પઈસા! પઇસા! પઈસાની વાહવાહ!
હોય ખાનદાની અગર, મગર તે જર વગર,
છે સરબસર તે બેકસર નફરથી નબેહેતર!
હોય ધોબી કે હજાંમ, પણ પાસે હોય જો દાંમ,
તે બેલગાંમને ખાસો આમ કરે સો સો સલાંમ!

**ભીખો**--(ગાયણ પુરૂં થતાં દાખલ થઇને) હાબ, કોઈ બૈરી થતી તમુંને પુછે.

**કાઉસ**—(ઘભરાઈને) કોણ, બૈરી? કેવી છે? જુવાન છે કે બુઢ્ઢી?

**ભીખો**—હાબ, છે તો જુવાન.

**કાઉસ**--(બાજુ) જુવાંન, કંમબખ્તી! તારે તો ખરચીત દીનીજ હોસે!

**અરદેશર**—એ વરી બઇરી કોણ હોસે?

**ભીખો**—પણ હાબ,'તે બઈરી કોઈ રખરતી રઝરતી જેવી તો દેહું! વરી તે તો ચાલી ચલાવી છેક આગલા ખણવંર આવેલી, ને મેં બાહર ઉભી રેહેવા કીએલું તારે વાઉની કાની મારાહે વહરી પરેલી!

**કાઉસ**—(હાથ પર હાથ અફાલી) નખ્ખોદ પર નખ્ખોદ! (ભીખાને) તેને કોઈએ જોઈચ કે?

**ભીખો**—નહીં હાબ, હજી તો નથી દીઠી. (બાજુ) કાકા ઘભરાય તે કંઈ પાંણી મરી ગીએલાં છે, હું?

**કાઉસ**—ભીખા, તારી હુશ્યારીની મેં ઘણી તારીફ સાંભલીચ હો.

**અરદેસર**—(બાજુ) ચહરી જા બચ્ચા સુરી પર.

**કાઉસ**—લે, આય તારી મેહેનતના બદલામાં એક રૂપીઓ છે, ને જે ની ભીખા (તેના કાંનમાં) તે બઈરીને કે ની તે કોઈ જોય નહીં તેમ અહીં મોકલી દે.

**ભીખો**—હારૂ હાબ. (જતા જતાં) મનખ તો હારૂ લાગે.

**કાઉસ**—દીની જો અંહા આવી તો બધો ધાંન બગારવાની. (અંદર જોઈને) અરરર! સતીઆનાસની પાંજી! એ તો રાંન તેજ દદા અહીં ધસરઈ આવી દેખું!

**દીની**—(દાખલ થતાં) કેમ કાઉશાં, તમોંને તો આંનીજ ખીશરી ધની શવાધ લાગી દેખો?

**કાઉસ**—પણ રાંન ધનચક્રર, તું અંહીં સું ધુર મુકવા આવી?

**દીની**—ઓ લેરે? તે શોં નહીં આઉં કે! કાંન મોંવાનાં જણ્યોંની મનેં ચોરી છે? કાંન મોંવો મનેં અટકાવાનોં છે? હું મારા પન્યોં ધનીની ધન્યોંની તેને કાંન મોંવો રોકવાનોં છે? તેનો ટોટો ધરીને બચરાશ.

**કાઉસ**—અરે ચુપ, ચુપ! કોઈ સાંભરસે. આસ્તે બોલ, આસ્તે બોલ.

**દાની**—આશતે બોલ? શાંને વાસ્તે આશતે બોલાશ? હું મારો જીવ પટકીને જીવ કાહરી નાખાશ. તારા મુવેલા બાપદાદાને જગારાશ, ને ગામ ઘેરમોં તુંને રોંશવા કરાશ.

**અરે**—અરે વારૂંબા, પણ જરા હમના તો મુગી રેહ! તારે પગે લાગું, ટોપી ઉતારૂં.

(ટોપી ઉતારે છે.)

**અરદેશર**—(કમકમીને) લ્યાનત છે! લ્યાનત છે તારાં જીવતર પર!

**દીની**—અરે જારે મોંવા, એ ઢાંગ કાંનની આગલ લાંગોશ! હું કંઈ શમઝવાની નથી.

**કાઉસ**—પણ તું માંગેચ સું તે બોંસી મર ની?

**દીની**—શેં? વરી પઈશાં? તું મને એમ મોંકી દાએ, તેરે હું ખાઉં કડકો કાંન્ને, મોંવા તારા હાથ પગને? મોંવાએ મારો નખ્ખોદ વારી મુકયોં, ને હજો તો પુછેશ કે શું મોંગેશ! નોશારીથી મને ધુતી છેતરીને મમજાઈ પન્નો ગીયોં તેરે શું તારો આએંજ મોનોં ઉતોં કે, મોંવા શેર?

[સપાટ કાહડીને મારવા જાયછે.]

**કાઉસ**—(કાલાવાલાથી) બાપુ બસ કર, થોડું બોલ. ખોદાને વાસ્તે આસ્તે બોલ! અરરર આય કાંહ આપદા! પણ તું તારી રાજી ખુશાયી મારીથી છુટી પડી કે ની?

**દીની**—હા, પણ તું તો કેહજે હું તુંને હપના પોંહચારયા કરશ, તે કાંહ છે?

**કાઉસ**—અરે પણ રાંન વાંદરી, મા ની પાસ ખાવાની ખાખ નથી, તો તારે વાસ્તે હપતા કીયા ચુલામાંથી લાઉં?

**દીની**—પણ મરી ગીઓંના જન્યોં મોંવા ભીખારી, ભીંખ મોંગ! બઈરીને ખવારવાનોં નહીં ઉતોં તારે મોવોં અદુખરા જેવોં પન્યોં શોં કામ?

**કાઉસ**—હા, એ મારો વાંક થયો.

**દીની**—ને હવે?

**કાઉસ**—હવે તો એમ કે તું હમણાં ગરબર મચાવા વગર ચુપચુપ આવી તેમ પાછી જા, (આગલ તેડીને) જો, આએ મારાં કાકાનું ઘેર છે, ને એ કાકો ઘણો છાંડાવારો છે. હવે એ કાકાની એક છોકરીને મેં સીસામાં ઉતારવાનું છટકુ માંડેલું છે, તેમાં જો હું ફાવ્યો, ને તેને જો હું પણ્યો તો તારૂં ને મારૂં દલદર ફીટયું સમજ, કેમકે હું તુંને એ કાકાના પઈસાથી એવો સારો પગાર આપસ કે તારો જીવ રાજી થઈ જસે. સમજયું કે ની દીકરા?

**દીની**—શાલ મોંવા, દીકરા ને દીકરી શાનું બકેશ? પણ વાઈ તારે તો હું પાંશ પંદર દારા થોભાશ, ને તોબી જો તું નથી આયો, તો હું હાં આવી તારી લેવરો દોંનાદોંન કરી નાખાશ. ચાલ ખશ, મને જવા દે.

**કાઉસ**—હવે કેવી દાહી લાગેચ. ચાલ આવ, કોઇ જોય નહીં તેમ હું તુંને પાછલે બાન્ને બાહર મુકી આઉં.

[બેઉ જાયછે.]

**અરદેશર**—(બાહર આવીને) થઈ ચુકું! આએ હરસ્તો બદમાસ તેના ખરા આકારમાં જાહેર થઈ ચુકો. હવે એ ઝેરી સાંપને આએ ઘેરમાંથી એકદમ દુર કરવો જોઈએ. હમણા તો હું એને ગોરે મારસ. એને મેં ખાખસુસ મારી નોંધ-પોથી વાંચવા દીધીચ, ને તેથી હવે એ પઈસાનો ગોલામ મારો પરતો બોલ ઉંચકવાને આતુર થઈ રેહસે, જેથા કામને બાંહણે હું એને પેસતનશાહ સોલીસીટર પર ચીઠી આપી અહીંથી પાછે મુંબઈ હડસેલી આપું, ને તાંહથી બાહરે બાહર એની એવી કાલર કાઢ ઉં કે એ મારી ગાય જેવી ગુલાંનો રસ્તોજ ભુલી જાએ. ખુદા તેનું કામ આશાન કરયો જાયચ. બદમાસો ગમે એવા કાવાદાવા ને દગા ફટકાની જાલ પાંથરે, પણ ખરાંને રાખનાર ને સાચવનાર તે ખુદા છે!

[જાયછે.]

---

**અંક ૧ લો સમાપ્ત.**

---

## અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

(સ્થળ સુરત. માતબર મેહુલનું આરાસ્તે દીવાનખાનું. સોભાયમાન શાચરચીલું. એક બાજુએ કંચનીઓ ગાયછે. હીંજો કારભારી અને બીજા નોકર નફરો વાત કરતાં જણાય છે.)

"ખમાચ ઠુમરી"—એ રાહ.

અલબેલો રંગીલો છેલ છબીલો .ગીરધારી,
તોરી સાંવરી સુરત પર જાઉં બલહારી;
સર્વન કુંડલ પર છુટી લટકારી.—અલબેલો.
જમુના કે હટ પર બન્સી લીયો ઠારો રહયો,
બન્સરીમે સાન કરી સબ ગોપીયનંકો;
સનદ કહત સબહી કો સુખકારી.--અલબેલો.

**હીંજો**—(ગાયણુ પુરૂં થતાં) પણ ઉંબાં તેજ વાતે અજબ થાતો છેઉંની તો, કે એનું હલ્યાનાહ જાએ એવું બી કંઈ થાતું ઓહે કે આ ધનેતર મેહેલ લખ્ખો રૂપીઆ ખરચી વેચાતો લીએ, ને છુપા છુપ લીએ?

**ભીખો**—મને તો લાગે જે એ આપરો નવો હેટ થતો કોઈ હરમાલ આહામી ઓહે, ને તીને કરી હજી હરમનો મારેલો ચકમા બીબીની પખે પરદેપોહ રીએલો ઓહે.

(બધા હસેછે.)

**ધનજી**—અરે, પણ તે હરમાઈને હુઠે રીએલો તો તેની હાતે તેનાં પહરોણાં થતાં બી કીહા મરી રીએલાં? ઓલી પોરીઓ રાગરા કાહરી કાહારીને રાંનો થાકી જાતી છે, ને બધ્ધો તે લોકનો રાગ ખપી જતો છે, તોબી ઘરમાં તો જાણે મુવાંનું મહાંણુ હોએ તેમ તીને હાંભરવા વારૂં તો કોઈ નીહ મરે?

**હીંજો**—યે, પણ આપરે છીએ કે ની? અરે ઉંઠરા, એ તો જાણે આપરે વાહતે આપરા નવા હેટે આએ ગાયણોને મોકલેલી. કાંય? મોટા લોકનો તે જીવ ને આપરે ગરીબ મનીખનો તે જીવ નીહ ઓહે કે? (બારીએ જોઈને) હા, પણ જુઓ રે કોઈની હીગરાંમ આવતી દેહું! મારે દરવાજા પર જાવું તો જોઈહે, નીહ તો (અંદર બતાવીને) ઓલા હોલીહીટર થતાનો કાંરો ખીલી જાહે!

**ભીખા**– અરે વાહ ! ઈતો મારો જુનો હેટ મેહરજી લઈ આવેલો !

**ધનજી**—હા, પણ હાતે પેલી દુધ ને દહીતરાં જેવી હપેદ પોરી કોણ ?

**ભીખા**– એ ઈનીજ પોરી થાતી છે, ધનજી.

(મેહરજી ને ગુલાં હીજા સાથ વાત કરતાં આવેછે. અરદેશર પછવાડે હાથ રાખીને ઘણીજ ગરીબાઈના દેખાવથી પાછલ આવેછે. બધા નોકરો મેહરજીને નમીને સલામ કરેછે, અને અરદેશર તરફ નફ્તાઈથી જોએછે.)

**મેહરજી**—પણ તારે મને તેડું થયુ તેમાં કંઈ તારી ભુલ હોસે હીજુબા. એ કંઇ માનવા જોગ છે કે આખ્ખાં સુરત શેહેરમાંથી તમારા નવા સેઠનો ઓરખીતો હુંજ નીકરી આયો ? વરી તુંજ કેહેચ કેની કે ઈજનબી ફકત અરધી દજન કીધાંચ ને તે લોકમાંનું બી કોઈ હજી આયું નથી, તારે તો તું મારૂં માન, ને હજી બી મને પાછોજ જવા દે.

**હીજો**—ના રે હાબ પાછા તે કેમ કરી જવાએ ? ઓલા હોલીહીડર હાબ મને મારી લાએ. તેવણુ અંદર કંઈ લખતા છે તે લખતા કે ઓએ તમારી પાહે આવહે ! આવો હાબ, અંહી બેહો. બાઈ આવોજી. (અરદેશરને) ને તમો પછવાડે બબરચીખાંના ભણી આવો બઈ ?

**મેહરજી**—(ગુસ્સાથી) અરે ના રે ના રે હીજા, ખબરદાર જો ! એવણુ તો મારા જીવે જાનના દોસ્ત થાય. આવો અરદેશર સેઠ મારી આગલ બેસો.

**અરદેશર**– કંઈ નહીં મેહરજી સેઠ, તમે તમારે બેસો, હું તો જરા આએ મેહેલની રોનક જોઉંચ.

**ધનજી**—(હીજાને હીજા, એ બોટો કોણ ?

**હીજો**– કોઈ તારીવારા કે પીંઢાવારા જેવો તો લાગે.

**ધનજી**—અરે પણ તારે એવાઓને લાયા વગર તે કંઈ જીવ અહતો તો કે ? આએ તો બેઅદબીની બી હદ થઇ ! એવા પહરોણા નીંહલાવતે તો આપરા નવા હેટ રીહઈ જતે હું ? કોઈ દેખી તો ભીખારી કે બબરચી જેવો તો લાગે !

**ભીખા**—અરે, હંભાલ, હંભાલ, ઓલો આપુનેજ ઢાંપે. નપ્પટ ગીયા એ તો બધું હાંભયરૂં !

[બધા ફજેત થઇ ચાલી જાયછે.]

"ઝાનઝોટી ઠુમરી."—એ રાહ.

**કનચનીઓ**—દુખવા મય કાહસે કહુ મોરી સજની,
તડપ તડપ નીકસ જાત જીઆ પીયા બીના;
નાહીં પડે એક ઘડી પલ છીન.—દુખવા.
ના જાનું કૌન દેસ બીલમ રહે પ્રેમદાસ,
કૌન સૌતન બયરન ભઈ એરી સખી;
સગરી રયન બીતી તારે ગીન ગીન.—દુખવા.

**ગુલાં**—(ગાયણ પુરૂ થતાં) આહા! બાવાજી, સું સરસ મેહેલ છે. એ મેહેલમાં રેહેવાવાલાંઓનું જાંણે જીવ્યું જીવતર પરમાણ છે હં:

**અરદેશર**—ને એજ મેહેલ જો તુંને કોઈ આપી દીએ તો તુંને ગમે કે, દીકરી ગુલ?

**ગુલાં**—કાકાજી મારી મસકેરી કાંય કરોચ? મેં કંઈ આપમતલબથી કે અદેખઇથી એ મેહેલની વખાંન નથી કાધી. કાકાજી, અમારા ગરીબ સંસારને વરે હું જરા બી અસંતોશી નથી.

**મેહરજી**—ખરૂં બોલી દીકરી. આપુને પોતાએ આપરા ગરીબ સંસારની જે નવાજેસ ફરમાવીચ, તે બી કંઈ કમ નથી, તવંગરની હવેલી જોઈ ગરીઓએ પોતાની ઝુપરી તોરી પારવી એના જેવું હેમાકત ભરેલું બીજું કંઇ નથી.

[ગુલાં બારી આગલ જાએછે. અરદેશર સટી જાએછે.]

**ગુલાં**—(અન્તએબીથી) અરે બાવાજી, બાવાજી, આવો તો. આએ તો આપરાં ફુઈજીની નાજાં ને શીરીન છે.

**મેહરજી**—(જોઈને) ફુઈજીની નાજાં ને શીરીન! તારે તો તારા ફુવાઓ બી હોસે?

**ગુલાં**—હા, આએ સું તે લોક બી છે.

(અરદેશર છુપો આવી ઉભો રેહેછે.)

**અરદેશર**—હવે એ બાકી રેહલાં મારાં સગાંઓ આએ મારા વહાલા ભાઈ ને વહાલી દીકરી સાથ કેમ વરતેચ તેની તપાસ લેવી જોઇસે

**મેહરજી**—ચાલો સારૂંજ થયું, એ મસે ઘણી લાંબી મુદતે એ લોકને મલવાનું થયું.

**ગુલાં**—હા, પણ તે લોક તો આપુને ગામરયાં સમજીને હીનસે ને મીજાસ કરસે?

**મેહરજી**—ફકર નહીં દીકરી, આપરે હમેસ દીલ મોહટું રાખવું જોઇએ. ગામરયાં તો ગામરયાં. ગામરયાં કેહવાયાથી કંઈ હલકાં માએ બાપનાં નથી થવાનાં.

{ મંચેરશા મીંઢા ને નાજાં, તથા તેહમુરસ તુ
{ માખા ને શીરીન હીજી સાથ દાખલ થાયછે.

**હીજી**—આવો બાઇ, આવો હાબ! મારા હેટ જે વખત જાએ ઈમાં આવવા જોઈએ.

**મેહરજી**—(આગલ જઈને) સાહેબ મેહરબાન, મંચેરશા સેઠ.

**મંચેરશા**—કોણ? મેહરજી! કેમ ગામરયા ખોચ, તમુને બી સું ઇજન છે કે?

**મેહરજી**—હા ભઈ, ગરીબ મનખને નોતરૂં છે તો ખરૂં. પણ કેમ છેઓ? તંદરોસ્ત તો ખરા?

(મેહરજી સેકહેન્ડ આપવા જાએછે.)

**મંચેરશા**—અરે મરી રેહવની, વરી તમે ગામરયા ગમાર, સલાંમ સેકીનના તાજીમ તવાજા સાના કરી મરોચ!

(હસેછે.)

**અરદેશર**—(બાજુ) શાબાસ! સરૂઆત તો વખાંણવા લાયકનીજ છે હો!

**મેહરજી**—કેમ નાજાંમાએ, તમે કેમ છેઓ?

**નાજાં**—(ટણકાથી) હવે તમે બી અમથા કાંગલા ના થાઓ, મામા. વરી જોવોચ કે સારી પખી છેઉં તોબી ચીબા થઇને પુછોચ સનું કે કેમ છેઓ? તમે ગામરયાં તે ગામરયાંજ રહી ગીયાં?

**મેહરજી**—(હસીને) ચાલો બા એમ તો એમ! તેહમુરસજી તમારી સું ખબર છે?

**તેહમુરસ**—કાલ કરતાં તો આજે લગાર ઠીક છેઉં।

(હસેછે,)

**મેહરજી**—આવ ની દીકરી શીરીન, મને ભેટ ની, કેમ છે માય?

**શીરીન—**છેકું જી, હાલ તરત તો પેટ ભરીને ભુખ લાગેચ, ને મન ભાવતી ઉંઘ આવેચ.

**અરદેશર**—(બાજુ) પોરીઓને બી પાઠ તો ઠીક ગોખાવ્યોચ. કેથાં બધાં લાવકી ને અશરાફીના કોથરાજ નીકરી પરયાચ; એ લોક સાથે એમ વરત્યાંચ તારે હવે આપરો કાસીસંગ કેમ જવાનો છે!

(જતો રેહેછે.)

**મેહરજી—**દીકરી ગુલ, આવની, કુંવરીની નાજાં શીરીનને ભેટની?

(ગુલ ઉલટથી જાય છે.)

**ગુલાં—**તમોને જોઈને અમે તો ઘણાંજ ખુશી થયાં. બાવાજી તો કેહેજે સાલ એ મસે ઘણુંએ મલવાનું થયું.

**નાજાં**—અં: ઓસે! તમારા બાવાજી એમ બી બોલ્યા કે? **મરેરે!**

**શીરીન—**ચાલો, ઘણુંએ મલયાથી અમે બી જરા રતી મગન થયાં.

**મંચેરશા—**કેમ મેહરજી, હવે આએ પોરીને ઠેકાણે કાહારે પારોચ?

**મેહરજી**—થસે ભઈ, એનાં નસીબ જાગસે તારે તે બી થસે, હમના સું ઉતાવર છે?

**તેહમુરસ**—અરે વરી ઉતાવર નહીં! આજ છોકરાંજ કાંહ મલેચ? કોઈ ખોરચો ખાપરચો સોધી કાહરીને ઠેકાણે પારી દેઓની મારા ભઈ તમે બી?

**ગુલાં—**(મેહરજીને) બાવાજી, જોયાં કે! એ લોક કેટલાં મીજાસી છે! તમેં બી અમથાં એ લોકને વતારયાં.

**મેહરજી**—ચીંતા નહીં દીકરી, એ તો હોએ. પાંચ આગલાં કંઈ સરખાં નથી. છાલકો ઘડો છલકાય ઘણો. પણ જો સાંજેથી અરદેશરજી આવેચ, હવે એવણને જોઈને તો એ લોકનાં નસકોરાં પર નસકોરાં ચહરી જવાનાં!

**ગુલાં**—તોબી બાવાજી ઓરખાંણુ તો કરાવનીજ પડસે?

**મેહરજી**—તો, તો, તો! ઓરખાંણુ કરાવ્યા વગર કંઇ ચાલે? (અરદેશર આવે છે.) આવો અરદેશરજી, આએ બેઉ સાહેબો મારા બંધેની થાએ. મારાં જે બેહસતન બેહનો વીશે આગલ મેં તમારી સાથે વાત

કીધીતી તે બેહનોના એ બેઉ સાહેબો ખાવીંદ થાએ, ને આએ બેઉ તે બેહનોની બેટીઓ છે. મંચેરશા સેઠ, તેહમુરસજી એવણ મારા જીવે જાંન મીતર નામે અરદેશર સેઠ છે. એઓ ઘણાજ—

**મંચેરશા**—અરે હા, ઘણા ને થોરા, પણ તેથી તમે કેહવા સું માંગોચ? એવા ભુખરીબારસ સાથે હમુને સું કામ છે જે લાંબાં લાંબાં ભાસાન કરી ઓરખાવોચ?

**નાજાં**—ખરેખર! મરેરે, મુવો એ સું પટપટારો! સું જો બાવાજી, તમે બી દેહકાનીઓ સાથે નકામાં ટાહેલાં કરયા કરોચ.

**તેહમુરસ**—મેહરજીભાઈ, અમે ઓરખ્યા તમારા ધન ધન ધોરી જેવા દોસ્તારો. એવણ સુરતમાં સું ધંધો કરેચ ? પનીરબનીર વેચેચ વારૂં ?

**મંચેરશાહ**—(ધુમ હસીને) અરે નહીં, નહીં, રાતને છેરે ગોલાબી ગંડેરી નહીં તો સાકરયા તરબુચની ચીરો વેચતા હોસે, યા તો પરવારતા રોટલા ખાઈને ઓટલા ભાંજતા હોસે. મેહરજી જો એવણ બેહા બેકારજ હોય તો બેઅદબી માફ છે, પણ હાલમાં અમારા મુંબઈમાં પખાલચી ને કચરાપટીઓએ હરતાલ પારવાથી રરતા પર ધુલારૂં ઘણું થાયચ, વાસ્તે જો મરજી હોય તો હું ભલામનની ચીઠ્ઠી આપું કે—

**મેહરજી**—(ગુસ્સાથી) સાહેબો, તમે છેક ફાસ જાઓચ મારી મરનાર બેહનોને ખાતર મેં આટલો વાર તમારી શરમ કીધીચ, પણ હું જોઉંચ કે તેમ કરવામાં મેં ને મારી આએ ગાએ જેવી દીકરીએ મોટ્ટી ભુલ કીધીચ. તમે મુંબઈગરા હેઓ, ને તેથી અમુને જંગલી ને ગામરયાં તરીકે હસી કાહરી તમે સુધારાવારામાં ખપવા માંગોચ, પણ આવી હીનપસ્તીભરી બેઅદબો ને શરમભરેલી ઘેરસલુકાઈમાંજ જો તમારો સુધારો સમાયલો હોએ તો હું કેહુંચ કે એવા તમારા તકલીદી સુધારા પર આગ પરજો. સુધારો તો સાહલેસઈ ને સલુકાઇનો જોઈએ, સુધારો નીતી ને લાયકીનો જોઇએ, પણ આએ તમારા લેભાગુ અકરાટ ને ઉટરાટના સુધારાને તો અમારી તરફનો એક ગમારમાં ગમાર દેહકાંની બી શરમાવશે. તમે પનીરવારા ને ગંડેરી વારા કેહીને આએ સેઠને હીણાચ, પણ હું હીમ્મતથી કેહુંચ કે તમારાં કરતાં સેહેકડો દરજજે બેહતર લાયકી-વારા એ મારા મીત્તર મી૦ અરદેશરજી—

**અરદેશર**—(ગંભીર ગુસ્સાથી) નહીં, નહીં, મારૂં નામ અરદેશર બરદેશર છેજ નહીં, તેમજ એ લોક ધારેચ તેમ હું કોઈ પનીર, ગંડેરી કે તરબુચ વેચવાવારો બી નથી. પણ હું તો મને પખાલચી કે કચરા-પતીની નોકરી અપાવા નીકરેલા આએ હેમકો જેવા હજારોને માંથાથી પગવેંર વેચાતા લેઉં એવો આએ આખ્ખા માતબર મેહેલનો એકલો પોત્તે માલેક છેઉં.

**ગુલાં**—(ઘણીજ અચરતીથી) ઓ ખુદા, કેટલું અજબ જેવું!

**મેહરજી**—ઓ ખુદા, એ સું માનવા જોગ છે? અરે પણ તારે મારેથી તમારૂં નામ ને કામ છુપાવાનું સું કારણ, મારા દોસ્ત?

**અરદેશર**— ભલા મેહરજી, વહાલી ગુલ, મારૂં નામ અરદેશર નથી. હું તમારો દોસ્તજ નથી, પણ એક તમારો અંગત અતલગનો એસી છેઉં.

**મેહરજી**—ને તે કોણ?

**અરદેશર**—તારો ભઈ!

**મેહરજી**—મારો ભઈ?

**ગુલાં**—કોણ, મારા કાકા? (બાજુએ ખુરસીપર ફસડાઇ પડેછે.)

**અરદેશર**—(ગગલતે સાહદે) હા મેહરજી, હું તારો માએ જણ્યો ભઈ જાલેજર છેઉં.

**મેહરજી**—ઓ જાલેજર! મારા બાપ સમાન ભઈ! અરે આગે નહીં વકી રાખેલો હરખ મારી છાતીમાં માયો સમાયો જતો નથી. ભઈ, એક વાર ફરી મને ભેટ?

**જાલેજર**—એક નહીં પણ એક હજાર વાર ભેટસ.

(પાછા ભેટેછે.)

**મેહરજી**—પણ ભઇ, તમારી આંખમાં આંસુ છે. તમે તો રડોચ?

**જાલેજર**—હા બેરાદર, એ હરખનાં આંસુ છે, સબબ હું ચાલીસ વરસે તુંને ગોદમાં ચાંપુચ.

**મંચેરશા**—(બાજુએ) તારૂં નખ્ખોદ જાએ રે, ડુકી! આગે મેર-

માં વાખા ચાલેચ તેવા વખતમાં તેં સું ધાન બગારયો ? શાંન એ ડોસાને પેલો મેહરજી ઓરખાવતોતો તારે મુગી કાય નહીં મરી રેહી !

**નાજાં**—ઓ વાએ ! તેને પનીરવારો ને ગંડેરીવારો બનાવી પખાલચીની ને કચરાપટીની ચાકરી તો તમે રખાવા નીકરયાતા, ને મને સું ગરે પરોચ ? હું તો થોરૂં બોલી, હું સું જાણું કે મુવું એમ થસે ! પણ તમે બોલવા પર આયા તારે તો જાણે ધરયા ધરાયાજ નહીં ?

**મંચેરશા**—તેમાં મારો સું વાંક ? હું તો કંઈજ બોલવાનો નહીં ઉતો, પણ આએ તેહમુરસની સુઝે હું તો બોલ્યો.

**તેહમુરસ**—એ એ કાકા, કોણુને ગરે પરોચ ? લાંબાની સુઝે ટુકો જાએ, મરે નહી ને માંદો થાએ તેમ તમારી સુઝે જરા જોર બતલાવવા જતાં સાંમબો હું મરવા પરયો !

**જાલેજર**—કેમ મંચેરશા સેઠ, સું વમાસનમાં છેઓ ? બા પેલા મુંબઈમાં પખાલચીની જગા પરની તમારી ભલામનની ચીઠ્ઠી આપીને સેવકને—

**મંચેરશા**—અરે તો-તો-તો-તોબરા-તોબા-સા સાહેબ-એ એવું-સું સું બોલવું ! હું દ-દ-દગલી દગલી-દગલીર-અરે દલગીર છેઉ, ને ક-ક-ક કાબુલ-કાબુલ-અરે-કબુલ-થાઉંચ કે-તમુને-ન ન ન નહીં-પી પીછોરી-પીછોરી-અરે-પી પીછાની-ગેર-કાયદે-છુટ લીધી-ખરી—

**જાલેજર**—એ દગલી ને પીછોરી લેઈ કાબુલ કંદાર જવાની કંઈ જરૂર નથી બા. તમે તમારી હાલત સમજી ગીયાચ એજ બસ છે.

**તેહમુરસ**—ને તેમજ જાલેજર સેઠ, મારે વાસ્તે બી કંઈ દીલમાં બુંદ લાવસો ના હો સાહેબ ? તમારા ગોલામ જેવા તાબેદાર છૈએ. અમે તો બીલકુલ રમુજમાં બોલ્યા નાજાં, શીરીન, આવો મામાજીને ભેટો.

**જાલેજર**—(બાજુ) લુચ્છાઓ, ચલાવો તમારા ઢોંગ. તમારી ચંડાલ ચોકરીને હું સારી રીતે ઓરખી ચુકોચ, (મંચેરશાહ તથા તેહમુરસને) હં ! એમ છે કે ? તમે લોકોએ હમણાં જે મને અપમાનો કીધાં તે હસવામાં ભોલાઈથી કીધાં ? (હસેછે.) ચાલો તારે તો હું બી તે મનમાંથી કાહરી નાખુંચ. આવો બધાં મને ભેટો.

(બધાં ભેટેછે.)

**નાજાં**—(જાલેજરને ઓવરણા લેતાં) ઓ મરૂં રે, મારા મામાજી પરથી! બધી એમની એમ ઓવરઇ પોવરઈને મરી જાઉં. અમે તો રાત ને દાહરો બાવાજી સાથે તમારીજ વાત કરતાંતાં, ને તમો દુસમેનને મુવેલા જાંણીને રોજ આંખ પાની ભરતા તાં.

[રડેછે.]

**શીરીન**—મરેરે, મને તો એજ અગમચેતી થયા કરતી તી કે અબખાઈ રેહયા મામાજીજી નરઈ ભરેલા કેડેબી હસ્તા રમતા હોસે, ને આખરે તેમજ થયું.

(રડેછે.)

**જાલેજર**—પણ સબગ, જયારે બધાં મને એમ હરખ સમેત ભેટેચ, તારે મારી દીકરી ગુલ કાંહ છે?

**ગુલાં**—(સાદાઇથી) અહીં છેઉં કાકાજી. (આવેછે.) જારે મેં જાણ્યું કે જેવણુને હું કાકાજી કે તીતી તેવણુ મારા સગા કાકાજ નીકર્યા તારે જાંણે હું હરખથી એક્કાંમ બની ગેઈ. કાકાજી, મને તમારા આસીસ આપો.

**જાલેજર**—જીવતી રેહે મારી દીકરી, જીવતી રેહે. આવો, હવે સઘ્વે બેસો મારાં વહાલાંઓ, ને ગાયણુના ખુશનુદ સરોદ વચ્ચે આજના આએ બાયગસાલી હીંગામને પુરેપુરો ખુશી ભરેલો બનાવો. (કંચનીઓને) ચાલો છોકરીઓ, તમારા નાજ સાથના નાચ ને મધુર હલકનાં ગાયણુથી આએ મારી નાલ્લી પણ માનીતી મીજલસને ખુશી કરો.

"ગોંડ ઠુમરી."

**કનચનીઓ**—પીયાકો સંધેસા મોરા કહીયો જા,
જા રે જા રે કાગા જા રે.—પીયાકો
યાદ આવત મોહે ઉનકી બતીયાં, ઉન બીન જીયા જાયે.
જબસે પીયા પરદેસ સીધારે,
તબસે ખબર મીલી ના.—પીયાકો.

**જાલેજર**—(ગાયણ પુરૂં થવા પછી) ચાલો મારાં વહાલાંઓ, ચાલીસ વરસે તમોને મલવાની તેમજ તમારી સાથ જમવાની મોજ બી મને ભોગવવા દેઓ, તેટલાં આએ ગાયણકારો બી કંઇ મેવો મીઠાઈ ખાઈ વીસામો લેસે.

(બધા જાયછે. હીરા, મનજી, ને બીબી દાખલ થાયછે.)

**હીજો**—તમારૂં હત્યાનાહ થાએ, તે તમે લોકે મને ફ્હાવી મારેલો! ૩ હું જાણું કે ઝીની એમ લેવગે કરેલી તેજ પાહા જેવો પઈહાવારો આપરો હેટ નીહરી આવવાનો! ભીખા, બચ્ચા તેં બધાને ગરદન માયરા તો? તેં કેમ ની કીયેલું જે ઈતો ઘણા મહીનાનો મેહરજી હેટનો પહરોણો છે. હામણા તેંબી ઠીઠી દાદા કરીને હંધાને તણુ લાકરે ચરાયવા.

**ભીખો**—યે, પણ તીનું મને હું કેહેતો ઓહે? તીને અહેલા તીવારે તો તમે, ને હવે ફ્હી પરેલા તીવારે મારા હહરાઓ મને ગરે પરવા આવેલા કે? મને ખબર તો હતી કે એ મારા જુના હેટ મેહરજીને તાંહ રીએ, પણ એ પઇહાવારો ઉતો કે ભીખારી તે તી વારે ઉં હું જાણું?

**ધનજી**—હા, પણ હીજા તેને ખોટા ને તાડી છેજનાર હઉતો તું બોયલોતો કે અમે? તેં અમુને અહાયવા તીવારે અમે તો અહેલા કેની?

**ભીખો**—અરે એ અરભંગો, હવે એ પચાંત માંડી વારો. એ થનારૂં થીયું, હવે તો હંધા હાથે મલી હલામ કરવા ચાલો.

**હીજો**—પણ હવે ઈતો હંધાને પાનીચું આપકે તીનું કેમ? એનું હત્યાનાહ જાએ તે લુલીની લખે કરી આએ હુન્ના મોહર જેવી ચાકરી જાતી મુકવી પરહે.

**ધનજી**—જુઓ રે પોરાઓ, હું કેહું તેમ કરહો!

**ભીખો**—હું કેહની, જોઈએ?

**ધનજી**—આપરે એ ડોહા આગર આજે એક ખતપત્તર લૈ જાઈએ, ખતપત્તર.

**હીજો**—હું? ખતપત્તર! અરે નીહં ધુર પથ્થર! એનું હત્યાનાહ જાએ તે ખતપત્તર હાનું લૈ જવા નીહરેલો? કંઈ એનો આએ મેહેલ બેહેલ વેચાતો લેતો છે હું?

(બધા હસેછે.)

**ધનજી**—અરે યાર તમે હમજતા નથી જો. આપરે આએ મુમબઈ તરફનાં પેપરોમાં વાંચતા નથી કે દીનહાજી પીટી હર થીએલા ને બારોનેટ થીએલા તીને કરીને તેવણ પુને ગીયા તો તાંહની અનજુમને તેવણને ખતપત્તર આએપું!

**ભીખો**—અરે અરંભંગ, તીવારે માનપત્તર બોલ ની! ખતપત્તર ખતપત્તર કરી હું ભેજુ ખાતો છે!

**ધનજી**—તું નીહ હમજે યાર, તે બધું એકજ. તારે ઉં એમ કેહું કે આપરે તે માનપત્તર લી જાઈએ.

**ભીખો**—અરે, પણ તે માનપત્તર કરતાં કોણુને આવરહે! માનની પોરી કરતાં તો હંધાને આવરે, પણ એનું હત્યાનાહ જાએ તે માનનું પત્તર કેવું થાતું ઓહે તે તો બલારત જાંણે!

**હીરજો**—અરે પણ હમાલજો રે? ઓલોજ હાંમબેથી આવે, બહી જાઓ પોરાઓ, હવે કોરા નબે કાહરતા?

**ભીખો**—મારા બાપના બાપ, કેવો હાદો માંદો છે! લાગે તારે તો બબરચી, ને છે તીવારે દગેરપતી! એખી હું દુન્યાના ઢંગ દેહું!

(જાલેજર દાખલ થાએછ. નોકરો નમી નમીને સલામ કરેછે.)

**હીરજો**—મુ-મુ-મુ-મુરબ્બી હાબને ગો-ગોલામો પગે લાગતા છે.

**જાલેજર**—ખુદાને પગે લાગો, હું તો તેનો એક પેદા કીધેલો બંદા, ને વરી તારી છેજનાર ખોટો છેઉં.

**ભીખો**—(બાજુ) હાએ, હાએ, માયરા તો હાર!

**ધનજી**—(પગે પરીને) હાએબ હમારો એટલો ધુનાહ માફ કરો!

**જાલેજર**—ધુનાહનો માફ કરનાર તો કીરતાર છે, પણ આજ કાલ આપરા લોકમાં એજ ઘણું વધી ગીયુંચ કે પગ તરે બરે ને લંકા હોલવવા જાએ, તેમ પોતાની હાલત ગમે એવી કંગાલ છતે ખોટ્ટી શીસ્યારી ને ખાલી અભીમાનથી પારકાની નીંદા કરવા જરાક બી ચુકતાં નથી. પણ હવે તમોને ચેતાઉંચ કે ફરીથી કોઈ ગરીબને હીની તેની હસી કરવા આગમચ તમો પોતાની હાલતનો વીસ વાર વીચાર કરજો, ને ચાલ્યા જાઓ તમારાં કામપર—

(નોકરો જાલેજરને નમી સલામ કરીને જાએછે.–ગુલાં આવેછે.)

કાંય દીકરી, પાછલાં દીવાંનખાનાંમાં ગાયણુની ખુશ મઝા મુકી અંહી કાંય આવી?

**ગુલાં**—કાકાજી, મુજ મારા જીવને ચટપટ થયા કરેચ કે તમે બધાંને નોતરયાં, ને કાઉસને કાંય નહીં તેરયો? તેને તો તમારે વરે ખબર બી નહીં હોસે?

**અરદેશર**—દીકરી ગુલ, કાઉસનો ખ્યાલ તારાં દીલથી દુર કર. તું એ ઝેરી સાંપથી કમકમીને હવે દુરજ રેહજે.

**ગુલાં**—કાંય, કાય, કાકાજી, એમ કાંય?

**જાલેજર**—દીકરી ગુલાં, એ બદમાસ કાઉસ પરણેલો છે, ને તેની પન્ની બઈરી થતી કોઈ નસકારી નોસાકરી દુકતીને મેં નજરે નજર જોએલી છે.

**ગુલાં**—(ધબરાઈને) ઓ કાકાજી, એ સું કેહોચ?

**જાલેજર**—હા બેટા, મેં મારી આંખે જોઈ, તારેજ મારી ખાતરી થઈ, ને તેથીજ મેં તે નાપાકને કામનું જુઠું બાહાણું કાહારી તારીથી સદાનો દુર કાધોચ. હવે તે તુંને પાછો મલનાર કે તારે રસ્તે આવનાર નથી, વાસ્તે ફરી કેહુંચ દીકરા કે તું એ કારા નાગથી સદા દુરજ રેહેજે.

**ગુલાં**—ઓ કાકાજી! હું તમારો સું ગુણ ગાવસ?

**જાલેજર**—દીકરી, તે ગુણ તેં બ્યાજ સીકે આગમચથીજ વાલ્યોચ. પણ દીકરી, મારી તુંને સલ્લાહ છે કે એવા એક જુઠા દગલબાજના પ્યારની નાસીપાસી માટે જરા બી ગમ કરવો સજાવાર નથી.

**ગુલાં**—ખરૂં છે કાકાજી; એવા એક બદમાસની મોહબતની નાસીપાસી માટે ગમ કરવો એ બી એક મોટ્ટામાં મોટ્ટું પાપ છે.

**જાલેજર**—બરાબર છે મારી દીકરી, પણ હવે એ વાત જવા દે, જો સાંમબેથી તારા બાવા ને ફુવાઓ આવેચ.

{ મેહેરજી, મંચેરશા, તેહમુરસ તથા
{ નાજાં, શીરીન દાખલ થાએ છે

**મંચેરશા**—મુરબ્બી, હવે તાબેદારને રજા છે?

**જાલેજર**—નહીં દોસ્તો, તમો તથા ભાઇ તેહમુરસજીએ તો પોતાની બેટીઓ સાથ જરૂર મારાં ગરીબ મુકાંમ પર વધુ નહીં તો એક અઠવારયું બી રહીને મને ખુશી કરવોજ પરસે.

**તેહમુરસ**—જેમ મુરબ્બીની મરજી, જેવો હોકમ, તાબેદાર છઇયે !

**મંચેરશા**—સાહેબ જેવા અમોને ચાહોય, તેવોજ તે પાક પેદાનો કરનાર પરવરદેગાર તમોને પોતાના જર ખજાનાથી ચાહે, સાહેબ.

**મેહુરજી**—ભાઈ, તારે મને રજા છે ?

**જાલેજર**—હા બેરાદર, હું તુંને રાખવાની બોંહોસ કરતો નથી. તમારૂં મકાંન એટલું પાસે છે કે હું તમુંને ને તમો મને ચાહસો તારે મલી શકસો, માટે પધારો, રજા સાહેબની.

**ગુલાં**—ચાલો કાકાજી હું જાઉંચ, ફુવાજી હું જાઉંચ હં: નાજાંમાએ, શીરીનબાઇ, રેહવો માએ.

[મેહરજી ને ગુલાં જાયછે.]

**જાલેજર**—બેઠયાઓ, ઘેર તમારૂંજ છે, જરા બી જુદઈ જાણતા ના. નાજાંમાએ, શીરીન, જાઓ દીકરા, એ ઘરી મેહેલમાં ફરી હરી જીવ ખુશી કરો.

**નાજાં**—કંઈ નહીં જી, જઈએચ જી.

(મંચેરશાહ, તેહમુરસ તથા નાજાં શીરીન જાએછે.)

**જાલેજર**—(એકલો.) ખુદાનું કામ ખુદા કરેચ ! બામુદદત મારાં મનની મુરાદ અંતે આજે બર આવી, ને ચાલીસ વરસની જુદાઈના એક જાલેમ જમાના જેવા અરસા પછી મારાં અંગત વહાલાંઓને મારાંજ મેહેલમાં હું મલવા ને તેઓ સાથે જમવા પામ્યો એ ખરી શુકરગુજારી છે. પણુ હવે મારા આએ બે બંધેવીઓ ને ભાણેજોની જલદી વધુ તપાસ લેઈ લેવીચ, કે જેથી સઉ સઉને તેમની લાયક કીમતમાં નવાજવાને બની આવે. આદમી કરતાં વખત વધારે બલવાન છે. જીંદગીનો પલનો ભરોસો નથી, ને તેથી જો એ મારી ફરજો હું જલદી અદા કરી રેહવસ તો પછી આએ દમ ખુશી શાથ તે કીરતારની દરધાહમાં રવાના થસે.

[જાએછે.]

## પ્રવેશ ૨ જો.

{ માતબર મેહલનો એક બાગ. મંચેરશા ને તેહમુરસ વાત કરતા દાખલ થાએછે.

**તેહમુરસ**—પણ ડીયર મંચી, તુંને નહીં અજબ લાગતું કે એ

પોંહચેલા પાહવને ચાહી ચીતીને આપુનેજ એક અહવાડયું અંહી રાખ્યા, ને પોતાના માંએ જણ્યા ભઈ ને પેલી દુકતીને એક બોલે રજા આપી ઘેર જવા દીધાં?

(જાલેજર આવીને છુપાએછે.)

**મંચેરશા**—પણ તેમ તે લોકો ધકેલા ખાતાં રોજ આવી મરશે કેની? વરી નથી કાંહ આવવાનાં જે તેની વાત?

**જાલેજર**—(બાજુ)પણ તેનાં તમારી આંખમાં કેમ મરચાં વટાયાં?

**તેહમુરસ**—હું તો ધારૂંચ, યાર, કે એ ડોસો મેહરજી કરતાં આપુને હવે વધુ ચાહેચ.

**જાલેજર**—(બાજુ) તારે, તારે, તમારા વગર તો બુક બી ખુંટેચ!

**મંચેરશા**—હારે યાર એમજ, કેમજે તુંને ખબર કેની? જમી ઉઠવા પછી મોહબત ને મમતાથી એ ઢાંખરાએ તો આજે વરી મારી નાણા સંબંધી હાલત બી પુછી!

**તેહમુરસ**—અરે બાપુ તેમ તો મને બી પુછી, ને તેથી હવે મને તો લાગેચ કે એ પોતાની સઘલી દોલતના સરખા બે ભાગ કરી તુંને ને મનેજ આપી જસે, ને બીજા બધાંઓને વાપર વખાતાંજ રાખસે.

**જાલેજર**—(બાજુ) એ કાંહ મરેચ? બચ્ચા ભરોસે ભુખો રેહસે, ભુખો. આવા ઈજદનાં પાણીએ મોંનું ધોઈને આલુંના પાતરાંની કોથરી લાવજે, કે તેમાં વાલકેસરના નહીં તો માનેકજી સેઠના દુંગર પરના ભરી આપસ. મરનારીઓનું ભલું થાએ તે તેઓએ બી સું દીવા લઈને વીટીપરનાં નંગોને સોહધી કાહરયાંચ!

**મંચેરશા**—એ આપુનેજ બધું આપે એમ તો છેક અંધેર નહીં થાએ. થોરૂં થોરૂં અભેટાં તભેટાંઓના કપારમાં બી ડાહમ તો દેસેજ, પણ અંગ્રેજીમાં જેને લાયન્સ શેર કેહેચ તેમ મોટો ભાગ તારો—

**બંધે જણ**—ને મારો થસે.

[તાલી લે છે, અને હસેછે.]

**જાલેજર**—(બાજુ) મારો તો નહીં થસે, પણ બચ્ચાજીઓ મરો તો થસેજ.

**મંચેરશા**—પણ વારૂં ટેમ, એ ઘરડા ધુવરે તુને તારી નાણાં સબંધી હાલત પુછી તારે તેં સું કહયું ?

**જાલેજર**—(બાજુ) સું જબાંમાં શીરીં છે ! "ઘરડો ધુવરા" ખાધેલુ નીમક હલાલ કરેચ તો ખરો.

**તેહમુરસ**—લે વરી સું કહયું ! જાંણે મારાં માએ બાપ તરતનાંજ બેઉ સાથે મરી ગીયાં હોએ તેમ હું તો ખાસ્સો એક પાણીનો હાંડો ભરાય એટલું ડુસકે ડુસકે ને ડચકે ડચકે રરયો ને રદન કીધું. મકુંજે તમારી બેહન થતી નથી મરી ગેઈ, પણ સાથે મને મારી ગેઈ, ને મારે માંથે કરજના ટોપલે ટોપલા મુકી ગેઇ.

**જાલેજર**—(બાજુ) મરનાર તરફની ફરજ તો ઠીક અદા કરેચ !

**મંચેરશા**—વાહ, આબાદ રામબાંન જાંણે મારૂંજ કેહવું ! આપરે તો પોરીના ચાર ચોખા પારી આપવાનું બી ફુટયું નથી કરીને ધાઈ પરયાચ. એ મસે જે બસો પાનસો ઝટે તે ખરા.

**જાલેજર**—કાટલી લઈ ગલી ગલી ભીખ કાંય નહીં માંગતા? નહીં તો ઉધરાનું કાંય નહીં કરાવતા ? બદમાસો, તમો પોતે તમારા બચ્ચાનાં શત્રુ છેઓ. તમારી બુરી ચાલનો તમારાં ગાએ ગોલાબ જેવાં બચ્ચાંને વારસો ને અસર આપી તેઓનું તમે દેખતી આંખના આંધરાઓ નખ્ખોદ વારોચ.

**તેહમુરસ**—પણ મંચી, એ ડોકરો મરસે કાહારે ?

**મંચેરશા**—કાલે, પાછલી રાતે.

**જાલેજર**—મારૂં આવસે તારે હું તો જવસ, પણ તું જીવીને કાંદાની ન્યાત જમારજે ની.

**તેહમુરસ**—એ નખ્ખોદ ગીયો નહીં મરસે કે નહીં માંચરો ખાલી કરસે, ને બધાંને દોરા તણાવ્યા કરસે.

**જાલેજર**—( બાજુ ) તારૂં [જો ચાલતું હોએ તો પાંજરાપોરમાં મુકી આવ.

**તેહમુરસ**—જો મંચી (કાનમાં) મારૂં માંને તો આજે એને કાંઈ

પાઈને પોહરાવી દેઈએ, કે નહીં તો આજે છે બી નવરૂં, ડોકરો રાતે ઘોંટાય તારે—

[ગરૂં દાબવાના ચાલા કરેછે.]

**મચેરસા**—શું ટોટો બોટો ભચરવાનો વીચાર છે કે? પણ તેમ કરવાતું કંઈ કામ નથી. મને તો શક છે કે એ ડોસાએ જેટલાં વરસ કાહ-ર્યાંચ તેટલા હવે દાહરા કાહરે.

**જાલેજર**—(બાજુ) કેહા કદરના કોથરાજ છે. ખલીરની કાંની ડોકાં તાંણી મારો તાકો ધરી થવાનીજ વાટ જોએચ.

**તેહમુરસ**—કાંય, કાંય, તે કેમ?

**મંચેરશા**—તુને ખબર કે ની? હું તો આજે બપોરનો માજનુ જોઉંચ કે એને તો કેહો ખહીનો મરજ દેખું! ઓં ઓં કરયાજ કરતો તો.

**તેહમુરસ**—કાલે મરતો હોએ ને જો આજે મરે તો હું તો ઉદવારે માંચી ચહરાઉં.

**જાલેજર**—(બાજુ) છાતી કે છાતો? જીવતાં જીવત તો લાયકી કરેચ પણ મારાં મુવા બાદ બી લાએકી કરસે ખરા! પણ કંઈ નહીં, એ સુધ્ધ ફુટેલાઓ મને થોકીયાકીને ખહીનો મરજ આપવાજ બેહાચ તો હું બી તેજ ચરત ચલાવી એ બદમાસોને બેહેકાવસ.

**મંચેરશા**—અરે પણ વારૂં એણે પોતાનું વીલ કીધું હોસે?

**તેહમુરસ**—નહીં કીધું હોસે તો હવે સાંઝ સહવાર કરસે ખરો, કારણ એણે મને આજે એમ બી કહયું કે ભઈ તમે તમારે ઘેર જાઓ તે પેહેલાં મને તમારી સહલ્લાહ લેવીચ.

**મંચેરશા**—મને બી એમજ કહયુંચ! બોદા કરે ને કંઈ વીલને લગતીજ સલ્લાહ માંગે તો એને લાંબો ટુકો કરી આપરે ખાટયે તેવું વીલ કરાવી લેઈએ.

**તેહમુરસ**—મને એજ ફકર છે કે જો એ વીલ કરવા વગર તાકો ધરી કરી દેસે તો એને છોકરાં નહીં હોવાથી અંગ્રેજી કાયદા મુજબ એના વરા ભાઈનો પેલો દુકતો કાઉસ એની દોલત ને અસ્કયામતનો ધણી થસે, ને આપરે હાથ ધસતાજ રહી જસું.

**મંચેરશા**—મને બી આજે આબો દાહરો થયો એજ અફસોસ છે!

**જાલેજર**—(બાજુ) ઉભા રેહો, બચ્ચાજીઓ, તમુને ધીરજ આપવા આઉંચ.

(જાલેજર આસ્તેથી જતો રેહછે.)

**તેહમુરસ**—પણ વારૂં, તું ધારેચ કે વીલમાં પેલા ફાઉસને એ કંઈ ફાંસસે?

**મંચેરશા**—એક ફુટી બદામ બી નહીં. તેના પર તો એને બારી ફેહેર છુટેલો છે, ને તેમાં વરી સેવકે ખુબ મરી મસાલો ભભરાવ્યા કીધોચ.

**તેહમુરસ**—તેમ તો વખત મલવે હું બી કંઈ ચુકયો નથી તો.

(બેઉ હસેછે.)

**મંચેરશા**—પણ સંભાલ, ફેરવી તોલ, પેલો કાતરયાંનો ઘસેલો સાંબેથી અંહીજ આવેચ. (જાલેજર ખુબ હાંસતો દાખલ થાએછે. બેઉ જણા નમીને સલામ કરે છે.)

**જાલેજર**—કેમ દોસ્તો, સું ગપ્પા ચલાવી રહયાચ? આવો મને તમારી સાથ કંઈ કામ છે?

**તેહમુરસ**—સાહેબ, સેવકો પર ઘણી માયા રાખોચ. હમણાં મં-ચેરશા સાથે હું તમારીજ ગેરહાજરીનો બરાપો કરી આંખ પાણી ભર-તોતો, સાહેબ.

**જાલેજર**—અં: નહીં, એમ વખત બે વખત આંખ પાણી નહીં ભરયા કરયે બા.

**તેહમુરસ**—ખરૂં કેહુંચ મુરબ્બી, જારે હમે યાદ કરયેચ કે તમારાં બેહનો-ગુરૂચમાન બેહરત તેઓનાં પાક રૂહને-બીચારીઓ તમારીજ ટગર કરી કરીને મારગે લાગી તારે અમારી છાતી ભરાઇ આવેચ. (રરતાં) ને અમારીથી રરયા વગર રેહવાતું નથી, સાહેબ.

**મંચેરશા**—અરે યાર વરી તમેં એ વાત કાંય કાહરી, તેહમુરસ? વરી મારો જીવ ઘભરાઈને છાતી બાતી બેસી જસે? તો.

**જાલેજર**—સાહેબને કંઇ છાતી બેસવાની તેપ બેપ છે કે? અરે તારે તો એ વાત રેહવાજ દેઓ. ઘેરમાં વખતે પલાસતર મારવાની રાઇ

બાઇ નહીં હોસે તો આખદા જેવું થઇ પરસે. વારૂં ચાલો. હું એટલીજ વાતથી ખુશ છેઉં કે તમારા જેવા લાયકીવારા વરો મારી મરનાર બેહનોને મલ્યા.

**તેહમુરસ**—સાહેબ લાયકી બોલોચ.

**જાલેજર**—દોસ્તો, હવે હું તમો બેઉ સાહેબોની એક વાત પર સહલ્લાહ પુછવા માંગુચ.

**મંચેરશા**—પુછો સાહેબ, પુછો.

**જાલેજર**—મકૂં જે હું જીવી જીવીને કાંહાં સુધી જીવસ. (ઠાંસેછે) આએ મને ખહીનો રોગ તો લાગુ પડી ચુકયો.

[ઠાંસેછ.]

**તેહમુરસ**—અરે નારે, નારે સાહેબ, એ જીવલેન દરદ તમારા દુશમેનને બી નહી થાએ.

**મંચેરશા**—ખોદા તમોને અમો નાવારેસોનાં માંથાપર સો વરસ સલામત રાખે, પણ પેલી સું વાત સાહેબ ?

**જાલેજર**—તમે અહીં વેર તજદી લેઈ આજે મને માન આપ્યું, તે મારાપર ઘણી મેહરબાની થઈ, કેમકે એ ટુક અરસામાં બી હું તમો છોકરાઓની ઘણી લાએકીની વાત ને ચાલચલણ જોઈ તેમજ જાણી શકયોચ, ને તેથી હવે તમો સાહેબો અતરેથી પાછા સીધારો તે પેહેલ્લાં મને મારાં વસીયત બાબે તમો બેઉ સાહેબોની સલ્લાહ જોઈએચ. (મંચેરશા અને તેહમુરસ ખંખારે છે) મકું જે હું એમ પુછું કે આપરે વીલમાં કાઉસનું કંઈ નામ પારચે કે અખારા બેહદીન કાઉસજ કરીએ ?

**તેહમુરસ**—અરે અખારાજ કરી જાઓ, મેહરબાંન! તેને પઈસા આપીને સું વધારે બગારી નાખવોચ કે ?

**મંચેરશા**—કંઈ સાહેબ સાહેબ કરો ! તે લુચ્છાને પઈસાની જરૂરજ સું છે ? અરે ઉલટો પઈસા મલતાંજ તે છે તેમાં પુરો બેહકીને બગરી જસે.

**જાલેજર**—બરાબર છે, હું બી એમજ ધારૂચ. ચાલો તારે એનું તો પત્યું. ( ઠાંસેછે ) પણ હવે મેહરજી ને ગુલ વીશે સું વીચાર છે ?

**તેહમુરસ**—જો સાહેબ મારૂંજ મત પુછો, તો હું તો કેહુંચ કે જો તમારે જગે હું હોઉં તો એ બીચારાને કંઈ નહીં આપું.

**જાલેજર**—એમ! કાંય વારૂં?

**તેહમુરસ**—જોવ સાહેબ, એ લોક બીચારાં ગામરેનાં ગામરયાં, ને ગરીબઈને સાદાઈમાં એ લોકનો જનમ ગીએલો. હવે ગરીબ માણુસો પોતાની ગરીબઈમાંજ સંતોશી હોએચ, તેઓને પૈસા આપી લાલચ ને લોભમાં ગીરફતાર કરવાં, એ જાણી જોઇ તેમનો સંસાર ઉંધો મારવા સમાન છે.

**મંચેરશા**—તેહમુરસનું બોલવું બરહક ને બોલે બોલ રાસ્ત ને દરોબસ્ત છે.

**જાલેજર**—માંરાં ભેજાંમાં બી તમારી રાસ્ત ને દરોબસ્ત સહલ્લાહ ઉતરેચ ખરી. તારે હવે બાકી રેહયા તે તો તમેજ નેકનામો, ને તમારીજ તાલીમ ને તરબીએતથી ઉધરેલી તમારા જેવીજ લાયકી વાલી તમારી બે બેટીઓ. હવે હું કાલ ને કાલ મારૂં વીલ કરસ.

**મંચેરસા**—હાજી જોઈએ તો કાલે કરો, નહીં તો આજે કરો, બધુ સરખુંજ છે.

**જાલેજર**—હા બપાવા, હું કાલે જરૂર વીલ કરી નાંખશ, જેમાં તમો બંધેની ખાતરીજ થઈ જાએ ને તમો બેઉ સાહેબો જીવો જાગો તાંહા સુધી મને યાદ કરો તેવુંજ તમારૂં નામ પારસ, તે વીશે તમે બીલકુલ બેફીકર રેહજો. ચાલો આવો સાહેબો, અંહી બાહર જરા ફુંક વધારે નીકરીચ તેથી અંદર જતે.

{ જાલેજર આગલ ચાલે છે, મંચેરશા અને તેહમુરસ નાચતા કુદતા અને એક એકને તાલી આપતા ચાલે છે. જાલેજર બારે દારે જાએ છે.

## અંક ૨ જો—પ્રવેશ ૩ જો.

{ ખરશેદજી ખાન્દાનીનાં ઘરનો એક ઓરડો. વચમાં એક બીજા બારણાંવાલો ઓરડો. ટેબલ, ખુરસી વગેરે મધ્યમ ફરનીચર. બેહરાંમ ફીકરાંની વીચાર કરતો દાખલ થાયછે.

**બેહરાંમ**—એના સેથીઆનોસ જાએ, હવે તો ખેરૂંખેરા ખેથા

આખ્ખા મેંમભઈ જેંગલી છે. ઉ ઉરમુજી ધેલુરીને ચેરવા ગેઇ, ફ્ન થે મારી સાથ નેંઇ આવી. થે મેને કેએચ, 'ઈરૂન જેંગલી છે. થું ચેરેચ ઉ નેંઈ આવેચ, થારા સીથ ચેરેચ ઓવેચ.' થારે આજે મેં ખીખલાને થાલ ખરી મોખલીચ, થે પેથાવી શેંમજાવીને લોવેચ. મેંજાના ચેયા કે મારા સીથ ગોંમ ગેઈ, તે મારા બાઈ ફ્રાનીસનના ઓધ્ધાને થારાં મારી મેંને હોક મારેચ, 'બીહરૂમ,' મેં બોલ્યો 'ઓવીજી.' બોઇ એએચ, 'થારા સીથ ગોમ ગેઇ ચેથી ફ્રાનીસનના ઓધ્ધાને થારા ધીદીચ, ચેના આએ ખુંચી થુ થવા રાખેચ.' મેં કેહેચ 'વોઓઓરૂજી.'

[હોરમજી ધડીયાલી કીકલા સાથ દાખલ થાયછે.]

**કીકલો**—આવો છાબ, આવો. લે બેહરાંમ, હોરમજી ધરી-યાલી આવેલા.

**બેહરાંમ**—એ ધેલુરી, ઉં ચેરયા થું નેંઈ ઓવી ને હવે ખીખલા ચેરયા થું ખેમ આવી? થું ધેંના જેંગલી છે!

**કીકલો**—અરે છચ્છરીના અંડુછ, એ છું કરતો સે! હું છેટને જેમ તેમ મનાવી લાવેઓ તીવારે એવણુ આવેલા, ને તું છેટને જંગલી છાંનો કેહતો સે? કેથો અકકલનો ઓથમી સે, ઓથમી.

**હોરમજી**—જોવો રે એ ઉજબખો, કામ જોઈને મારૂં જે બીલનું બીલારૂં થસે તે તમુંને આપવું પરસે હં!

**બેહરાંમ**—અરે થું બીલારાંને સાના રેચ? થું મારાં ખોંમ ખરે-ચ, ફેછી ઉં થુંને ચોપલા ભેરીને ભીલારાં લોવી ઓફેચ.

(હોરમજી હસેછે,)

**કીકલો**—કંઈ નીહ છાબ, ઈતો બસારો જંગલી સે. ગરીબ મની-ખની સાકરી જાતી રેહતી સે, તીંને કરીને એટલું ધડીયાલ છમું કરી આલો. તીનો જે ખરચ થાછે તે ઉં ઈની પાછેથી અપાવા. તમારા પઈ-છાનો હું જામીન, પસી કંઈ?

**હોરમજી**-ઠીક છે, પણ બેહરાંમ ધડીયાલ તારે હાથે કેમ કરતાં ભાગ્યું?

**બેહરાંમ**—અરે ચોરી, થું બી કેથા ગેરેફરૂ ધેર છે? ઉં સું ખરવા ભોંગેચ? થે ફોથાની ખુશીથી ભોંગી ગીયા.

**હોરમજી**—(પાઘરી કાહરીને પાસેની ટીપઈ પર મુકતાં) વારૂં ચાલ, બતાવ, તે તારૂં પોતાની ખુશીથી ભાગેલું ઘડીયાલ કાંહ છે, જોઉં ?

**બેહરાંમ**—મારી ફ્છવારે આવ, ઉં ઘેખારેચ.

(બેહરાંમ તથા હોરમજી જાયછે.)

**કીકલો**—છારૂં થીયું કે છેટ ઘડીયાલ ભાગું ને ભાગું બાહર ગામ જાતા રીયેલા. જો દીઠામાં આવતે તો પંસાતીનું કામ થાતે, ને નીંહ ઉ. તો ઉં બી આપદામાં આવી જાતે. વરી છેટાંની બી ઘડીયાલ દીઠા વનાજ ઓવડાને તારૂં વાસી બાહર ગીયેલા, એ બી છત્તાનાંનું હુન્તું થીએલું. હંઃ હવે હું આએ પારછાને છમજાવી પટાવીને લાવેલો તો ખરો, પણ તે બાઈ બાહર ગએલી પાસી આવે તીના પેહલાં ઘડયાલ છમું કરી લાખે તો પસાંત ઓસી.

(બેહરાંમ આવેછે.)

**બેહરાંમ**—અરે ખીખલા ખીખલા, ઘેલ્યુર કંઇ ઘેંના નેથી ભોંગી જો! ઉરમુજી બઈ કે એનાં એમાંન શુથી ગીયા, ચેક્રર ફુથી ગીયા, ખાચના ખટખા થઈ, ને ફારંરમ ભેચરઈ ગેઈ. ભેસ! એટલાજ ભાંગી.

**કીકલો**—તાંને છછરીનું અવે આખ્ખું તે હું રીયેલું ? (હસેછે) બધું તો છાતરે છાત કીધેલું, ને હજી તો ઓસું પરતું સે! પણ જો બેહરાંમ, હુરતથી મારી કીકલી ને ભાણકી આવેલી સે.

**બેહરાંમ**—ખોન ઓવેલી છે?

**કીકલો**—મારી કીકલી ને ભાંણકી

**બેહરાંમ**—થારી ખીટલીની ખોણ?

**કીકલો**—અરે કીટલી છાંની બરીસ જો? મારી કીકલી. જો કી-ક-લી.

**બેહરાંમ**—હા, ફ્રન ખી-ખ-લી થારા સું થાએચ થે ઉં નેંઈ સેંમજેચ

**કીકલો**—અરે મેર રાંનના, મારી કીકલી બી નીંહ જાંણતો સે? મારી કીકલી તે મારા છછરાની પોરી! મારી બઈરી આવેલી સે, તીને હું મલવ જાતો સું, વાછ્તે ઘડીયાલી છાત તુંજ છટલ કરી મેલજે.

{ કીકલો જાયછે, ઘડીયાલી ઘડયાલ કપડામાં
{ વીંટાલી બગલમાં મારી દાખલ થાયછે

**હોરમજી**—બચ્ચા બેહરાંમ, જેમ તારાં બાઈનું નામ ધન છે, તેમજ આએ ધરીયાલ તારા સેઠનો એક ઉત્તમ ખજાનો ને ધન છે.

**બેહરાંમ**—ફ્રણ એવે થું એ ખેજાનાના ધનને સું ખરેચ? બાં લેઈ જાએચ થે બેહની?

**હોરમજી**—હું એ લઈ જાઉંચ. તું કેહેજ કે તારો સેઠ તો ચોથે દાહરે આવસે, તારે તેની આગમચ પરમ દાહરે તો હું એ પોંહચારી જવસ.

**ખરશેદજી**—(અંદરથી) બેહરાંમ, ઓ બેહરાંમ!

**બેહરાંમ**—(ઘણોજ ઘભરાઈને) અરરર! બાંના ખરાબીના ખુરદા! સીયતો આજેજ ફ્રાટ્ટી આવી!

**હોરમજી**—લે તારે તો ઘડીયાલ રેહવાજ દે. હું તો બા જાઉંચ.

[ઘડયાલી જે બાજુ સાહદ આવે ત્યાં જવા કરે છે.]

**બેહરાંમ**—(તેને અટકાવીને) અરે એ જેંગલી તાં બાં મરેચ? અંધથી તો સીથના સોહધ આવી! અરરરર! અવે સું ખરેચ.

(બેહરાંમ હયાંથી તાંહાં દોરતા ફ્રેરેછે.)

**હોરમજી**—પણ નખ્ખોદગીયાના જણ્યા તારે તે નહીં જોએ તેમ મને પસાર કરી દે ની, નહીં તો મને નક્રારૂં લાગસે! અરરરર, હું કાંહ આએ આપદામાં પરયો!

**બેહરાંમ**—એઈ ઉરમુજી ઘેલુરી, થું આએ ઓધ્ધામાં ભેરઈ જાએચ.

(ઓરડો દેખાડે છે.)

ખરશેદજી—(અંદરથી) બેહરાંમ, એ કાંહ મરી ગીયો?

**હોરમજી**—(અંદર જોઈને) પણ એ તો કોઇનો સુવાનો ઓરડો છે?

**બેહરાંમ**—અરે સુવાના ને વેરીયારીના છે થેમાં થારા બાપ દાદાના સું નેખ્ખોદ ગીયા? એ થો મારા બાઇના ઓધ્ધા છે. (હોરમજી અંદર ભરાએ છે.) એઈ ઘેલુરી, થું અંધરથી અધગરી લેએચ, ને ઉં થુંને સાધ મારેચ થારેજ થું બાહાર આવેચ. ચાઆલ, અરે ફ્રણ સીથ ઓવી.

(ખરશેદજી દાખલ થાએછે.)

**ખરશેદજી**—કેમ રે હરાંમખોર, હું સાહધ મારી મારીને થાકો તે જવાબ કાંય નહીં દીધો ?

**બેહરાંમ**—સીથ, હું ઘેનાં બોંમમાં ઉથી.

**ખરશેદજી**—સું આખ્ખાંને ભાંજીને ભાંગેલાંનું આખ્ખું કરી મરતોતો જે સાધ નહીં અપાયો ?

[ખરશેદજી પોસ્તનાં કાગલ વાંચેછે.]

**બેહરાંમ**-બાપ રે એને બેંમ જાંણ્યા કે ભાગેલાંના આખ્ખા કરથાથા! (ઘડીયાલી અંદરથી છીંકે છે તેથી ગભરાઈને) અરે એઈ ઘેલુરી વેરી થુંને સેરખેમ સાના થઈ ? એ છીકી સેના મરેચ ? મુગા રેહેની.

**ખરશેદજી**—ઘણુંજ અજબ જેવું. મારી ગેરહાજરીમાં મારી ટેબલ પર એકઠાં થયલાં કાગજોમાં આએ એક નનામું કાગજ કંઈ નવુંજ અજવાલું નાખેચ. (વાંચેછે.)

" આએ બીના લખી હું તમારો છુપો દોસ્ત તમુંને ખબર આપુંચ કે તમારી ઘરીયાંણીની હીલચાલો શક ભરી છે, વાસ્તે ચેતલા રેહજો. "

છટ, છટ, જાંહાં છે તાંહાં આએ કોઈ પેટના બરેલાનું કાવત્રું છે. મારી ધન જેવી પાકજાદ અબલા માટે એક બી બુરો ને ખોટટો ખ્યાલ વમાસવો એ મરગરજાન ગુનાહનું કામ છે. ખરેખર, નીચ નીંદાખોરોથી તો ખોદા બંચાવે. જયારે એવા કાલાં મેંઢાઓ પોતાની નીચ નેમનાં પાપી પગલાંમાં નીશફલ થઈ પાછા હટેચ, ને જયારે તે સંસાર સુખના શત્રુઓનું કંઈજ વલતું નથી, તારે પોતાની ગંધીલી જુબાનનાં ઝેરથી તેઓ સુખી સંસારમાં શંકાનો સલો પેદા કરી તે નીરદોશ કુટુંબોનો નાશ વાલી પોતા માટે દોજખના દરવાજા ખુલ્લા મેલેચ. તેવા મુજી પાપીઓનો જેમ જીવતાં તેમજ મુવા બાદ બી દોજખમાંજ ઠાર થજો. મારી ધન તો મારો ખરો ખજાનો ને મારૂં ધન છે.

{ એજ વખતે બેહરાંમ પાછો આવે છે, અને ખરશેદજીના છેલા બોલ સમજી ચોંકે છે.

**બેહરાંમ**—સેથીઆ નોસનાં ફોજી ! એના ખોજાંના ને ધન તો ભોગી ગેઇ, ને એ સું બેહી મરેચ ?

**ખરશેદજી—**લાવ તારે તો હું જઇને ધનને આએ કાગજ બતાવીજ દેઉં.

(ઘડીયાલી ભરાયોછે ત્યાં જાયછે.)

**બેહરાંમ—**(બાજુ) અરે ચોં જ્યાં જાએચ ! ચોં તો ઘેલુરી ભરાયલીછે!

**ખરશેદજી—**(બારણાંને આંચકો મારી) કોઈ દહારે નહીં ને આજે બારણું બંધ કેમ છે? બેહરાંમ ?

**બેહરાંમ—**જી સોબ.

**ખરશેદજી—**તારાં બાઈ અંદર સું કરેચ?

**બેહરાંમ—**કપરા બેદલેચ, સોબ.

**ખરશેદજી—**કપરાં બદલેચ, કેટલો વાર થયો? પા કલાક થયો તો હું આયોચ.

**બેહરાંમ—**હા સોબ, બેબતમાં જેથલા ખેફરાં છે યેથલા બેદદાં એકદમ બેદલેચ.

**ખરશેદજી--**એ ચરેલો સું બકી મરેચ? (બારણું ઠોકીને) ધન, ઓ ધન, સાંભરેચ કે દાયર, હું આયોચ જો.

**બેહરાંમ—**ઘેના જંગલી છે! હરમુજી ઘેલુરીને નેઈ હોંક મારેચ ને ઘેન ઘેન સેનાં ખરેચ !

[ખરશેદજી બારણાંની કલમાંથી જોઈને ગભરાએછે.]

**ખરશેદજી—**અરે પણ અંદર તો કોઈ ભુટવારો બીરાજીયોચ !

**બેહરાંમ—**(બાજુ) હા, અંદર ભુતમામા ભીરાજીયાચ?

**ખરશેદજી—**બેહરાંમ? (ટીપાઈપર ઘડીયાલીની પાઘરી જોઈને) અરે પણ આએ પાઘરી કોણુની ?

**બેહરાંમ—**(ગભરઈને-બાજુ) અરે થારા ભોપ દોજેખમાં જાએ રે ઘેલુરી! અરે એ ઘેરાના ખાધા બેથા ફાગરી બેઈ મુખી ગેઈ? (શેઠને) સેથ ઉં નેઈ જાણેચ ખે એ બાંથી આવી. ઉં સેમજેચ એ ફાગરી એઈ બેથા ભુલા ફરયાચ. (પાઘરીને) એઈ બોલ, થુ ખાંથી આવી?

**ખરશેદજી—**(શકથી) તારે તો ખરેખર કંઈ વખતીનાં લખન છે ખરાં! કંઈબી કારૂ ઘોરૂંછે. આએ નનામું કાગજ ખરૂં પરવાનું છે કે

સું ? (માથાંપર હાથ ફેરવી) મારી પાઘરી તો મારે માંથેજ છે, તારે આએ કોણુની? એ મારી પાઘરી છેજ નહી. હું એવી પાઘરી પેહરતોજ નથી ? ઓ ! જો કંઈ તેવું કસું હોસે તો હું ઘેરનાં એકેએકનું ખુંન કરસ.

**બેહરાંમ**—(બાજુ)અરર ગોરી ! ઘેલ્યુરને વરે ભેદદાનાં ખુંન થાએચ !

**ખરશેદજી**—હજી બી હું બારણાંની કલમાંથી જોઉ તો ખરો (જોઇને) નખોદ પર નખોદ ! અંદર તો કોઈ કારા ડગલાવારો ભરાયલો છે ! બસ થઇ ચુકું. આએ તેનીજ પાઘરી છે. ઓ ખુદા ! હું વગર જણાવવે ગામથી પાછો ફરયો તો એક કેતું ભયંકર કાવતં પકરી કાહરયું ! ઓ મારો જીવ ઘભરાએચ. મને ઉકરાટ થઈ અકકર વકર થાએચ.

**બેહરાંમ**—સીથ બેસ, બેસ, થારા જીવ ઘબરાએચ થે મેં ફેંખા લાવેચ. (જતાં યાદ આવવાથી) અરે ફણુ ફેંખા તો અંધર રઈ ગેઈ, ઉભા રેહે સુઉફરા લોવેચ.

(જવા કરેછે.)

**ખરશેદજી**—પણુ હવે સું કરૂં ? સું બારણું ભાંજુ ?

**બેહરાંમ**—(બાજુ) અરે એ બાન્નાં ભોંજેચ થો ફેલો ગેલુરી ફફસ્ઈ જાએચ ! (ખરશેદજીને) સીથ સીથ ઉભો રેહે હું ફછવારેના બારીથી અંધર જાએચ, ને ફેલા થારા ખારા ધગલાવારા ભુથમામાને પખરી લોવેચ.

(બેહરાંમ જાએછે ખરશેદજી બરાપો કરેછે.)

**ખરશેદજી**—ઓ ધન ધન ! તારાથી મેં સપને બી એવી આસા નહીં રાખીતી. અરે અત્યારથીજ મારી આંખમાં તો ખુંન વરસી રહયુંચ. બેહરાંમ કાંહ મરી ગીયો, હજુ સું કરી મરેચ ?

જોરથી બારણાંને આંચકો મારેછે.—બારણું ગોલ ફરતું હોવાથી એક બાજુથી હોરમજી ઘડીયાલી બગલમાં ઘડીયાલ મારી પોતાની પાઘડી લઈ નાહસી જાએછે.—ખરસેદજીની સાંમે બેહરામ અડડે છે તેને બીગાનો સમજી ખરસેદજી ગલચીમાંથી પકડી જમીન પર પટકીને ખુબ મારેછે.

**ખરશેદજી**—લુચ્છા, નીચ, પાજી ? (જોઇને) કોણુ બેહરાંમ ! અરે તારે પેલો કાહ મુવો?

**બેહરાંમ—એન્ધરતો** બોઈ નેથી.

**ખરશેદજી**—અંદર કોઇ નથી? તારે બારણાંને સાંકર કોણે દીધીતી!

**બેહરાંમ**—(બાજુ) ભુથમામાએ દીધાથા.

**ખરશેદજી**—જાઉં, જઈને જોઉં, મારી નજરે ખાતરી તો કરૂં.

[ખરશેદજી ઓરડામાં જાએછે.]

**બેહરાંમ**—હીં! હીં! હીં! ઉરમુજી બેહુરી ફોલ થઈ ગેઈ, ફણુ ફેમે મારી સીથનો બેજાનો ને ધન લેઈ ગેઈચ થે જેલદી લોવેચ થો મેંજાના થાએચ.

(ખરશેદજી આવેછે.)

**ખરશેદજી**—અરે, આએ તો નહીં માનવામાં આવે એવો બનાવ થયો! મેં ઓરડાનું ખુંને ખુતું બોરયું, પણ પેલો પારસીનો પતો નહીં મલતો. બારણાંની કલમાંથી મારી આંખે મેં તે કારા ડગરાવારાને જોયેતો, ને આએ તો જેમ સાંબો ચોર કોટવાલને દંડે તેમ નજરતું જોએલુ બોટું પડી ઉલટો હુંજ ખુબખમાં ઠરયો! પણ પેલી શાન દદા કાંહ ને કોણ સાથ ગેઈ તે આએ દુકતો જાણતો હોસે. જાંહ છે તાંહ એ બી કાવત્રાંમાં સામેલ છે. અરે પણ નખ્ખોદ! પેલી પાઘરી કાંહ ગેઈ? તારે તો જરૂર કોઈ અહીંથી સહીસલામત નાહસવાજ પામ્યુંચ. (બેહરાંમ પર ધસીને) કેમ રે નીમખહરામ, તું નથી માનવાનો? રતીએ રતી તેં કીધેલા બાગા ટુટા ખુલાસાથી હું પામી ગીયોચ, વાસ્તે તરત સાચ્ચે સાચ્ચું માની દે, નહીં તો તુંને ઘાસલાઈટનાં તેલમાં બોરીને ઉભો ને ઉભો સ-લગાવી મુકુંચ, કે નહીં તો કરવતીથી વેહરાવીજ નાખુંચ.

**બેહરાંમ**—( બાજુ ) અરે, આએ થો જેમ ઝુવાબે જેમશીદને ખફાવી નાખી થેમ ખાફી નાખસે! હવે એ મારા હાથે ભાગા થુથા જાંણી ગેઈ થારે થો એને બેરંબેરા બેઇ ઘેએચ. (શેઠને) સીથ, જો થું મનેં મોફ બેરેચ થો ઉં બેદદા બેરંબેરા બેએચ.

**ખરશેદજી**—તારે કેહ જોઉં, કે મારી ગેરહજરીમાં અંઈ કોઈ આયુંતું?

**બેહરાંમ—હા**, ઉરમુજી બેહુરી આયાથા.

**ખરશેદજી**—(ચોંકીને) કોણ? હોરમજી ધસોરી?

**બેહરાંમ**—અરે ધસોરી ને ખીસબોલી સાંના? ઘેલુરી, ઘેલુરી, ફેલા ઘેલપુર સેમારેચ થે ?

**ખરશેદજી**—કાંય, તે સું કરવા આવી મુવો ?

**બેહરાંમ**—મેં થેરાવ્યાથા.

**ખરશેદજી**—તેં ? કાંય?

**બેહરાંમ**—થારા ઘરના ફેલા ખેજાના ને ધનને વરે.

**ખરશેદજી**—અરે નીચ નીમકહરામ નગુના, તારે મારૂં ખાધેલું નીમખ તે એમ હલાલ કીધું કે ?

(ખરશેદજી ચીરડાઈને બેહરાંમને મારવા જાએછે.)

**બેહરાંમ**—સીથ, શું મોરેચ-ઉં નેંઈ બેએચ.

**ખરશેદજી**—વારૂ વારૂં બોલ, તારે સું આએ ઓરડામાં જે ભરાયલો ઉતો તે પેલો હોરમજી ધરાથારીજ ઉતો, નહીં ?

**બેહરાંમ**—હા થેજ ઉથી.

**ખરહરોજી**—તેને આય ઓરડામાં કોણે સાંત્યો ?

**બેહરાંમ**—મેં સાત્યા.

**ખરશેદજી**—ને તેની સાથ બીજુ કોણ ઉતું ?

**બેહરાંમ**—થેના બેગલમાં ફેલા થારી ઘેરમાંના ખેજાના ને ધન ઉથી.

**ખરશેદજી**—(માથું મોનું કુતીને) ઓ નખ્ખોદ ! વારૂં પણ પછી સું થયું ?

**બેહરાંમ**—ફૂછી થે થેને લેઇ ગીયા.

**ખરશેદજી**—સું લેઈ ગીયો ? કોણને લેઇ ગીયો ?

**બેહરાંમ**—(ભોલાઈથી) થારી ખેજાના ને ધનને.

**ખરશેદજી**—ખરેખર ! સું મારા ઘેરનો જે ખરો ખજાનો ને ધન તેને તે લેઈજ ગીયો ?

**બેહરાંમ**—હા સીથ, ઘેલુરી બી એમજ બેથાથા કે બીહરમ આએ થારા સીયના ખજાના ને ધન છે, થેને ઉં લેઈ જાએચ, ને થન ધારા

મારા ઘેરમાં રાખીને થારા સીથ ગામથી આવેચ થેનાં ફેલ્લા ફાછા મુખી જાએચ.

ખરશેદજી—તણ દાહરા ?

બેહરાંમ—હા થેંન ધારા. સેથ શું ચેબરાએચ નેઈ, થે થન ધારા ફ્છી જરૂર ફાછા લાવેચ.

ખરશેદજી—ચુપ, ચુપ, કંગાલ! તણ દાહરા અગાઉ તો હું તમુને તરણુંડાને તણ લાકરે ચહરાવસ, પણ ઉભો રેહે, તે અહીંથી ગીયો કેમ? તે નાહસવાજ કેમ પામ્યો?

બેહરાંમ—મેં નેસારયા. શું આએ બોન્ને અંધર આયા ને એમ આ-વી, ને ફેલી બાજુથી થે થારી બેજાનાને ધન બેગલમાં લેઈને ઘોરી ગઇ.

ખરશેદજી—બગલમાં લેઇને દોરી ગીયો? (અફસોસથી) ઓ ક-સકુનમ દદા, તેં મને દગો દીધો! નાહસી ગેઈ? પણ તારે હવે હયાં બેઠી થવામાં સાર નથી. તરતજ તે લોકની પુઠ પકડવી જોઈએ.

(ગુસ્સામાં ચાલી જાએછે.)

બેહરાંમ—એના સેથીઆનાસ થાએ, એથલા બેદદા સું થેયા બે એ જંગલી ચીદધાઈ ગેઈ? એ બેદદા ફેલા ફારૂરમનાં મોહબુન થઇ!

(ગાયછે.)

"કાબુલમ કાબુલમ"—એ રાહ.

ફારૂંરમ! ફારૂંરમ! ચકકર ફેરેમ, બેમાંન થાંરેમ,
ખાચના બેથખા ખુરદા બેરેમ, બેટકા બુખલા થાઈ ગીયેમ;
આજ ને આજ નવા બેનાઉં.—ફારૂરમ.
દર્મ દીલમ શયનન આરમ, ફેટકા મારમ ગેરમા ગેરમ,
બેથ બેથ થમામ ખીધા નેરંમ, બોગી શુથી ગેઈ ફારૂરમ!
આજે ને આજ નવા બનાઊં.—ફારૂરમ.

## પ્રવેશ ચોથો.

(માતબર મેહુલનો એક ઓરડો. મધ રાતનો વખત. બાજુની ટેબલપર એક ધીમી બતી બલે છે. દવા અને કોલોનવાતરની સીસી તથા દરદીની સાહુરવારને લગતી ચીજો મુકેલી દેખાએ છે. જાલેજર પલંગપર મરણ કાંઠે આવી પડેલો છે, ને તેનાં માંથા આગલ મેહુરજી અને પગ આગલ ગુલાં અફસોસ કરતાં બેઠેલાં છે.)

**જાલેજર**—(દબાતે સાહાદે) મારા વહાલાંઓ, તમે સું નાદાંની કરોચ! મારાં નજીક આવેલાં મોહત પર માહુતમ કરોચ! નહીં, એમ નહીં ઘટે. નાદાન ના થાઓ. હવે મારો વખત છે.

**મેહુરજી**—(ગલગલતે સાહદે) મારા બાપનોલના ભઇ, ચાલીસ વરસ વેર તમને મુવેલા જાણુવા ને માનવા પછી જાણે મોજેજાથી હું તમોને મલવા ને ગોદમાં ચાંપવા પામ્યો, ને તે સુખી ઘરી મારાં મનમાંથી હજી તો વીસરઈ નથી, તેટલાંજ આએ સદાની જુદાઈનો ખ્યાલ હું ખમી શકતો નથી. નહીં ભઇ, ખુદા હજી બી તમોને અમારે માંથે સલામત રાખસે.

**જાલેજર**—એક વરસ આગમચ હું તમ વહાલાંઓની મીઠી ગોદમાં મરસ એ ખ્યાલ મને સપને બી નહીં ઉતો, ને તેમ છતાં મારાં અજીજો, જારે તે દાવરો દાદગરે એ ખરો બક્ષેસથી મને નવાજયોચ, તારે તો તમે બી તે સાહેબોના સાહેબોની શોકરગુજારીમાં મારી સાથ શામીલ થાઓ.

**ગુલાં**—(રડતી) કાકાજી, આએ છેલ્લી-અરે અફસોસ આએ કંમબખ્ત છેલ્લી ઘરીએ હું ને બાવાજી તમારી પાસે એક સેવટની અરજ ચાહીએચ.

**જાલેજર**—સેવટની અરજ? સું હું તમારી અરજ ના પારસ? નહીં કદી નહીં. મારા મરતા દમ વેર એવી એક બી ઘરી ના જતી કે જેમાં હું તમ વહાલાંઆને નારાજ કરૂં, વાસ્તે કેહો, મારા વહાલાંઓ કે તે સું છે?

**મેહુરજી**—તે કાઉસ વીશે છે. ભઈ, હું કાલાવાલા કરી માંગી લઉંચ, કે તમારાં વસીએતમાંથી તેને તમે છેક નીવારી ના મેલો. તમે તેને

વસીએતમાં કંઇ નજીવી રકમ આપી ગુલને તમારી કુલ્લે દોલત ને અ-સકેઆમતની વારેસ બનાવીચ તે ગેરઈનસાફ હજી બી અમલમાં આવતો અટકાવો.

**જાલેજર**—મેહરજી, મેં તુંને જયારે વીલ વંચાવ્યું તારેજ તેં એ વીશે ઉઠાવેલી જીકર મને ગમીતી નહીં, ને તેથી ફરીથી તેવી નાપ-સંદ વાત તું મારી આગલ નહીં કરે તે માટે મારા જાનના કસમથી મેં તુને ચુપ કીધોતો ને—

**મેહરજી**—હા, ને તે તમારા જાનના કસમથીજ હું આજ વેર ચુપ રહયો, પણ હવે ચુપ રેહવા પર મારૂં દીલ ચાલતું નથી. ઓ ભઈ, ખરૂં માનજો કે મારી દીકરી પોતાનો વારસો ખોહવાથી જરા બી દલગીર થનાર નથી.

**ગુલાં**—ખરચીતજ નહીં, વહાલા કાકાજી. મને પઈસાની ઉલટ કે-હરખ નથી, પઈસા મેં જોયા નથી, મને તે વાપરતાં આવરતાજ નથી.

**મેહરજી**—વરી અમુને પઇસાની ભુખ નથી, પઇસાની હોંસ નથી. વખતે અમો પઇસાથી બેહકી જઇસું, અમારી સારી લાગણીઓ નાશ પા-મસે, વાસ્તે અમે માંગી લેજીએચ કે હજી બી અમુને આમારી સાદી સ્થીતીમાંજ સંતોશી રેહવા દેઓ.

**જાલેજર**—નહીં મારાં વહાલાંઓ, સદગુનીનો પઈસો આલમને આશીરવાદ છે. મારી ખાતરી છે કે તમો તમારા પઇસાનો રૂડોજ ઉપ-યોગ કરસો.

**મેહરજી**—(કાલાવાલાથી) નહીં ભઇ, જો હજી બી મારૂં માનો!

**જાલેજર**—અફસોસ મારાં વહાલાંઓ, તારે સું ગુલને પુખ્ત વીચા-રથી મારી હઇઆતીમાં મે જે આપ્યું તે હવે મારી મરતી ઘરીએ ઘાટકી-પણે હું પાછું લેઈ લેઉં?

**ગુલાં**—હું હજારો ખુસીથી તે પાછું આપસ. કાકાજી, ઓદા ખાતર કાઉસના વાંકને આએ ઘરીએ વાંક દાખલ ના ગણો. કાકાજી, તમે ઈનસા-ફના હીમાએતી છેઓ, વાજબી રાહે ચાલનાર છેઓ, તો અદલ ઈનસાફથી તે નાલાએક પર દયા કરો.

**જાલેજર**—આફરીન મારાં વહાલાંઓ, તમ સમાન બીનસ્વારથી આસામીઓની આએ પાપી જગતમાં ઘણી ખુટ છે તમારી આએ અણુ ઘટટી તોબી એવાં ખરાં દીલની માંગની પાછી ફેરવવાને હવે મારૂ દીલ ચાલતું નથી, ને તેથી હું તમારી મરજી બાહાલ રાખુંચ.

મેહરજી— } કેવી મેહેરબાની, કેવો ઈનસાફ!
ગુલાં—

**જાલેજર**—મેહેરજી, તારે મારાં અસલ વસીએતનામાની એક બીજી નકલ જલદી ઉતાર કે જેમાં બીજાં દરેકને તો તેમની લાએકાત મુજબ મેં જેમ નવાજેયાંચ તેમજ રેહેવા દે, પણ ફેરફાર ફકત એટલોજ કર કે જે નજીવી રકમ કાઉસનાં નામ પર છે તે દીકરી ગુલને માટે લખ, ને ગુલને માટે છે તે બધું કાઉસ ને વાસ્તે લખીને લાવ કે પછી હું તેની પર મારી સહી કરૂં.

**મેહરજી**—મને માફ કરજો બેરાદર, પણ એજ પ્રમાણેની એક નકલ મારી સાખ ભરી તમારી સહીની જગા રાખી અમે ઉતારી રાખીતી, કે સમો આવતાં તમો ભઇને સમજાવી પટાવી તમારી રાજી ખુસીથી તે પર તમારી સહી લેઈ લેવાયે.

(આપેછે.)

**જાલેજર**—મેહરજી, સહી કરવા પેહેલ્લાં હું તે સાહેબ પાસ દુવા ચાહુંચ કે જો કાઉસ હજી આપુને છેતરતો હોએ, ને આએ તમોએ તેનીપર કાધેલી મેહરબાનીને તે જરાક બી નાલાયક ઠરે તો કોઈ બી રવેસે મારી આએ ગાએ દીકરીનો લુટાટો હક તે કીરતાર હજી બી પોતાના ગેબી હાથથી બચાવે. આવો, હવે મને જરા ટેકવીને તરો બેસારો, કે એ તમારી નેક મરજીનાં મારાં વસીએત પર હું મારી સહી કરૂં. (ગુલ તથા મેહરજી જાલેજરને બેસાડે છે) અરે! પણ આએ ઓરડામાં અંધારૂં કેટલું! વીલ લાવ, સહી કરૂં. (ગુલ દીવો ઓસકે છે.—મેહરજી વીલ તથા ખરયો કલમ આપે છે, જાલેજર મુસકેલીથી સહી કરે છે.) ઓ મારો જીવ ઝીમઈ જાએચ, મારી આંખે અંધારાં આવેચ.

[બિછાનામાં પાછો પટકાઇ પડેછે.]

**મેહરજી**—સું છે બઈ, પાસેના ઓરડામાંથી ડાકટરોને પાછા બોલાઉં?

**જાલેજર**—નહીં બેરાદર હવે થઈ ચુકું. તકદીર આગલ તદબીર નકામી છે. મારાં મોહતની વખત હું અહીં પારકાંઓ માંગતો નથી. (ખેંચાતી જબાએ) ઓ અનધાર? અંધકાર? ગુલ, મેહરજી, તમે મને કેમ દેખાતાં નથી? આ-વો-પા-સે-ઓ મારી છાતીમાં કંઇ થાએચ. મારી મારી જબાં ખેં-ખે-ખેંચઈ જા-જા-એચ-ઓ!

(બેહસ્ત પામેછે.)

**મેહરજી**—(માંથું કુટીને) અરે અફ્સોસ, અંતે એજ થયું! ઓ કેટલો જલદી મારા ભઇ તારો દમ ઘુંટઈ ગીયો! (રડેછે.)

**ગુલાં**—ઓ કાકાજી, અરે જારે એટલા જલદી મરવાના ઉતા તારે સું કામ રેહી રેહીને ચાલીસ વરસે આયા ને માયા લગારી! (રડેછે.)

**મેહરજી**—ઉઠ દીકરી ગુલ, એ મેહરબાંન મરનારનાં મોહત પર માહેતમ કરવી નારવા છે. એવણનાં મોહતનો તાર બધાં પર પાછો કરવો જોઈસે, તેમજ ઘેરમાં બી જલદી ખબર આપવી જોઈએ. ઓ ભઇ, કોણે ધારયુંતું કે એ રીતે તમારાં મોહતની ગોઠવણ મારે હાથે મનેજ કરવી પરસે!

(બંધે જણાં રડેછે, પરદો આસ્તે આસ્તે પડેછે.)

---

## પ્રવેશ પાંચમો.

(સ્થળ મુંબઇ. ધોબીતલાવ અને મનીસ્કુલનો દેખાવ. કીકલી ભાંણકી ને ભાંણ્યો દાખલ થાએછે.)

**કીકલી**--પણ ભાંણ્યા, ઓલો મારો પીટયો કેમ નીહ આયવો ઓછે? જોની ઈફ્રા તલાવની ઓલી કોરે તો નીહ બેછી રીયો હોએ?

**ભાંણ્યો**--હવે તું બી મારી છઠ્ઠરી ભેજું છું ખાતીસે જો, ભાભી કીકલી? છત્તર વખત તો હું જોઈ આએવો. તારો કીકલો જો આએવોજ હોએ તો વરી મારો છછરો છંતાએલો સુપાએલો છું કામ આવી મરે? કેમ નીહ બોલો, ભાંણકી?

**ભાંણકી**--અઉવે તો! પણ તે નીહ આવવાંના ઉતો, તાંણે રામલા

છાતે કેહવાયરૂં છું ધુર મુકવા, ને અહીં ફેરો છું એતુ માંથુ આંણુવા ખવાયેરો ?

**કીકલો**—(અંદરથી) કીકલી, કીકલી, રે કીકલી, હોઓત !

**કીકલી**—(ખુશીથી) ઓ આએવો, આએવો, નામ દેતાં વાર મુવો આએવો તો ખરો.

**ભાંણ્યો**—(પોકારીને) એ કોકલા, કીકલા, હોત ઓ ભાઈ કીકલા! એ આણી કોરે, આણી કોરે! એ આએ તલાવની છીરીની છાંએ.

(કીકલો આવેછે.)

**કીકલો**—અરે વાહ રે મારી મીછીછ કીકલી, છું તારો ઠઠેરો! નરી જાંણે ભીખા પટેલની પટલાંણી ભીખલી !

**કીકલી**—(ઓવરણા લેઇને) ઓ મરૂં રે મુવા, તેં તો છંધાને વાર જોવરાવી ડોરા તણાવી જાંણે વાટી નાંછ્યાં.

**કીકલો**—કેમ ભાંણુકી ભાભી, કેમ સે ?

**કીકલી**—(બાજુ) એ પીટયો મારી ખબર નીહ પુસતો સે, ને ભાંણુકીને કહીં ૨૨વા બેછેલો!

**કીકલો**—(ભાંણ્યાને કીકલી પાસ ઉભેલો જોઈને) ઓત્તેની ! એ મારો ભઈ ભાંણ્યો મારી પાછે નીહ ઉભો રીએ, ને મારી કીકલીની છોરમાં છાંનો ઉભો રીએલો ! (ભાંણુકીને) વારૂં, પણ ગામની છું ખબર ભાભી ? મારી માડી કેમ સે ?

**કીકલી**—(ચીરડાઈને) ઓ તારી માડી મરે રે મહીરાં છાછરાં કુઈ ! મલતાં કે ને તે રાંનને કાં યાદ કરેલી ?

**ભાંણ્યો**—જો રે એ કીકલી ભાભી, હું તુને છાપેછાપ કહી દેતો સું, કે એમ જો તું હમારી માડીને ગાર દે છે, તો ઉં નીહ ઉતું કંઈ કરી નાછસ.

**ભાંણુકી**—હવે સાંનો માંનો બેછ, સાંનો માંનો ! મોટી માડી છોપી કાહડેલી !

**કીકલો**—કેમ રે રાન ડાયનો, સેક ફાછ જાતી સેઓ? બોલતાં નીહ તાં વેર કે, હેં ?

**કીકલી**—પણ તે દીકરા મુઈ હમારા પર જુલમ કરતી સે ની?

**ભાંણકી**—રાત દી છખ્ખે રેહવા નીહ દેતી સે, ઈનો માતી મરે, મછાંને ગેઇનો!

**કીકલો**—પણ કીકલી, એણી ફા આવ. આએ હું સાસી વાત સે કે તું મને સાહતી નથી સે, ને મારા ભઈ ભાંણ્યા છાતે નાતરૂં કરવાની છે, હેં?

**કીકલી**—તે મુવા મછાંણીઆ, તીની તો બૈરી સે તો વરી નાતરૂં કેમ કરી થાએ? (તેઓ બાજુએ મરાએ છે.)

**ભાંણ્યો**—ભાંણકી, આમની ફોરે આવ! એ આજના તારાં લસ્સન કંઈ મને છારાં નીહ લાગે! એ ઉં તુંને એમ પુસું જે તું મારી પાછે નીહ ઉભેલી, ને મારા ભાઈની છોરમાં છાની ઉભેલી? રાંન જાં સે તાં તું એની છાતે નાંછી જવાનો મનછુબો કરતી સે!

**ભાંણકી**—એ મુવો છું બકે? કંઇ ભાંગ બાંગ પીધીસ કે છું?

**કીકલો**—અરે રાંન ભવાની, તું તારાં મનમાં જાંણતી ઓછે કંઈ, પણ ઉં તુંને પાંસ રૂપ્યાનું તલાક આપી દેવા, જો તો ખરી. (ચીરડાયછે.)

**ભાંણ્યો**—ઉં કંઈ નીહ છમજવાનો. ઉં કાલની કાલ પંસાતને બેગી કરાવા, ને તારી છાને સુદ્દા સેરા કરા. (ચીરડાય છે.)

**કીકલો**—નીહ બછ તું છોગન ખા, તું મને સાહતીજ હોએ તો, છમ ખા.

**કીકલી**—ઠીક સે, તાંણે તુંને તારી માડી તો વાહલી સે ની?

**કીકલો**—કેમ નીહ? બહુ વાહલી. તીના છમ ખાએ તીવારે તો માંનું.

**કીકલી**—લે, તાંણે તારી માડીના છમ. જો ઉં તુંને સાહતી નીહ ઓઉં તો તારી માંનુ મડદું મછાંને જાતાં મારી આંખે દેખું.

**કીકલો**—બછ, બછ, તાંણે તો માનતો સું. હવે તું મને ગમે અ: મારી કીકલી. આણી ફોરે આવ, બેછીએ.

**ભાંણકી**—તું નીહ માનતો સે? જો મારાં મનમાં જરા બી પાપ હોએ તો મને છમ સે.

**ભાંણ્યો**—એં? છમ ખાએ! જો તારાં મનમાં પાછેર બી પાપ હોએ તો તું મને મછાંને જાતો દેખે?

**ભાંણકી**—હા મુવા, મારાં મનમાં પાપ હોએ તો મારી આંખે તુંને મછાંને જાતો દેખું, પસી કંઈ સે ?

**ભાંણયો**--નીહ તીવારે તો માંનુસ. ઓ મારી ભાંણકી ! (ભેટે છે.) હવે તો તું મને પેહેલાં કરતાં એ વધુ વહાલી લાગે. આવ આણી કોરે.

[ચણાવાલો આવેછે.]

**ચનાવારો**—ચણે કુરમુરે ! ભુજેલી સેંગ, ભઈએ કરક કરક કરક !

**કીકલો**—મારી કીકલી, ઉં આજે એવો ખુસી થીએલો કે સટ કરતી કે એક પઈ ખરસી તુંને સના મમરા અપાવા.

**ભાંણયો**—ઉં બી મારી ભાંણકી છાતે અમના વહરી પરેલો, ને પાસી દોછતી કરેલી તીને વાછતે ઉં બી એક પઈ ખરસા. એઈ સના વારા, લાવ એક પઈછાની સના કુરમુરાની ટોપલી કર.

**કીકાલો**—મારે વાછતે એક મીઠું ભરેલું મરસું લેજે હો, ભાઈ ભાંણ્યા.

**ભાંણકી**—મારે છારૂં છીંગ ઘણી છરકી લખાવજે હો કે ?

(નીરાવાલો આવેછે.)

**નીરાવારો**—નીઈરે લેર નીઈરે ! સાકીરીયે નીરે, ગોલાબી નીરે.

**કીકલી**—કીકલા જો મુવા એક બે બાટલી ખાટી મીઠી તાડી લે, જાંણે આપરે ઉસાંની કરયે.

**કીકલો**—અરે હારે મારી જાંગલી, ઇમાં છું મોટી વાત, આજે તારી પર જાણે બે પઇછાનો ખુરદો ખુવાર ! લાવ રે ભાઈ એક બે બાટલીનું ઘરીયું લાવ. સાલો તાડી પીતાં ને સના કુરમુરી ખાતાં કે ગીત ગાતાં ઘેર ભણી જઈએ.

**“ કરહુણ દાદાએ કારી મુછયાં ”**—એ રાહ.

**બધાં**—સાલો રે ઘેર ભણી છાતે મલી લલકારતાં.

તારી છારી પીઓ પાઓ-પાઓ—સાલો રે.
સણા મમરા ને છેવ ગાંઠયા,
બજયાં **સટની** મરસાં ખાઓ—ખાઓ.—સાલો રે.

તાલી વગારી ગાઓ ગીતશે,
નાસો કુદો ખુછી થાઓ-થાઓ.—સાલો રે.
વર વહુ છઉ છંપ મેરથી
મલી નીત ગીત ગાઓ.—સાલો રે.

## પ્રવેશ છઠો.

(માતબર મેહેલનું એક દીવાનખાનું, પેસતનશાહ સોલીસીટર માટે ખાશ બેઠક કરેલી છે, અને તે ઉપરાંત સોફા ખુરસીઓ, વિગેર. બાજુએ એક શોભાયમાન ફોલ્ડીંગ ડેસ્ક છે. કાઉસ આવે છે.)

**કાઉસ**—(એકલો) એવો કાકો જો એકકો રોજ આવે ને રોજ મરે, તોબી ભત્રીજાઓને ભારી નહીં પરે. (હસે છે) હું જયારે મેહરજી કાકાને ઘેર તેવણને વાહી પટાવી ને કંઇ ફુલુસ ઓકાવા ગીયો, તારે તાંહ જાંણે આસમાનથી તુટી પરયા હોએ તેમ દાબરામાંના ભુતની કાંની બા મુદદતે પેલા જાલેજર કાકા કેથા ફુટી નીકરેલા! તેવણને એક બેગાના જાંણી તાંહાં મેં તહરેવાર તેવણની ઠેકરી ને લેવરી કીધી તે મારી નાદાનીયતનો ખ્યાલ પછવાડેથી જારે રવીચ બેક રેલવેની ઝરપથી મારાં મગજમાં ઉત્તરથી દખન ને પુરવથી પચ્છમ સુધીનાં ખુણાં સુધી થયા કરતોતો, તારે જાણે પથ્થર સાથે માંથું ફોરી ને મરી જાઉં એવો જાલેમ અફસોસ મને બરપા થતો તો, સત્યાનાસગીયા કાકા આવા નહીં ને આયા તારે વરી કંઈ ધોરાના તોબરા જેવું મોહતું લેઈ ભરાયલા છુપાયલા કાંય આવી મુવા? હું પેલી ગામરેની ગોરીને જારે વાહીપટાવીને સીસામાં ઉતારતોતો તે દરમ્યાન એ ડોસાજીએ તો ઝટ આપુને નેકનામીના નમુના તરીકે પીછાની લીધા, ને પછી કામનું બાહનું બતાવી પેલા સોભતા સોલીસીટર પર ચીઠ્ઠી આપી મેહરજી કાકાને તાંહાંથી ખેરવવા લીલાં નરીએર ને સુકા ગોર સાથે ઇસ્ટાકીન આપ્યું. બીજા હાથ પર તે પોણ્યા સોલીસીટરને મલતાં તે ઉજબખે આપરો સરોપરો કીધા વગર

જારે દમબદમ આપરા પાપના પોથા આપરી આગલ ખુલ્લા કરવા માં-
ડયા, તારે આપરે તો તાંહ તાઝ્જ થઈ ગીયા, ને લાચારીએ સુધરવાની
કબુલાત આપી કાકા થતાએ રૂપીઆ પાંચ હજાર ઝટવા લખ્યું હોસે, તે
લેઈ સેતાન ડાભો ને તે સોલીસીટરતું મોનું કારૂં કરી તાંહાંથી વંજે
માપી ગીયા. હવે તે પાંચ હજાર આપરે તો આપરા સદાના સરેસ્તા
પરમાણે કુરલા ને ભાંડુપની તરયા પાવ ને બે ચોક બેંકમાં હેરફેર કીધા,
પણ નસીબના લીલા તે બે ઘોરા ને બે રેજાં જે પરયાં કે ની તે બધું
સાતરે સાત થઈ ગીયું! એમ થવાથી આપરે તો ભારી હાએ અફસો-
સમાં ઉતા તેવામાં ચાહવું ઈનસાનતું ને બક્ષવું યઝદાનતું તે પટ દઇને
કાકાએ તાકો ઘરી કરી નાખ્યો, ને ચટ દેઇને તે વધાઈનો તાર આયો
કે કાકા દુલ્લાં દીલથી ઉતાવલા અધીરા પરીને મરી બી ગીયા!
(હસેછે.) ખરેખર, એવા છાંડાંવાલા કાકા જો એમ જલદી જલદી મરે
નહીં તો પછી મારા જેવા કરકા બંગાલી ભત્રીજાઓને તરાકા બી પરે
નહીં, પણ કાકાએ મરતી વખતે બી જેવી જોઈએ તેવી લાયકીસીટી
વાપરી નથી. મેં અંહીં આવ્યા બાદ જાણ્યું કે સતીઆનાશગીયાએ તો
કેહું વીલ કીધેલું છે! (ચીરડઈને) ડેવીલ ટેક ધી સ્ટુપીડ ઓલ્ડ ફેલો!
વીલ કરીને સાંબો મને આપદામાં નાખી ગીયો! જો એ વીલ નહીં કરતે
તો સેવક એના વરા ભાઈના દીકરા દાખલ એખલો એની તમામ દોલત
ને માલ મીલકતનો વારેસ થતે. પણ વીલ થવાથી તો હું ચમરી તુટે
પણ દમરી નહીં છુટે તેવા આસામીના ફાલામાંથી નાખી દેતાં પાંચ સાત
લાખ ઓછા થયા! તેથી મેં તેનો રસ્તો કીધો. મેહરજી કાકા ને પેસ-
નશાહ સોલીસીટરની ખુબ પુઠ પકડી રાખવાથી અંતે વીલ કેમ કીધુંચ
ને તે કાંહ મુકયુંચ તે ભરઈ છુપઈને સાંભરી લીધું, ને મધરાત અગા-
ઉ તો બંદાએ આએ વીલ તફરાવ્યું બી પણ ખરૂં. (બતાવે છે.) પણ
હવે એ કજીયાનાં કાલણુદને જલદીથી બારી નાખવું જોઇએ. સારા
સંજોગે તાપનું કરવા મંગાવેલી સગરી બી પાસેજ છે તેને હવાલે એ
દસ્તાવેજ કરૂં કે પછી ના કોઇનો હોકો કે ના કોઇનો ધોકો! (સગડી
લાવી વીલ બારેછે.) હા! હવે સેવક કુલે મીલકતનો એકલો માલેક થસે.
ખુશીથી નાચે છે.— (મેહરજીને આવતો જોઈ) અરે કમબખ્તી!
મેહરજી આવી મરેચ. હવે તો કંઈ તાલ કરવી જોઈએ. (ઢોંગથી

ગુઠણુ મંડીએ પડીને રડે છે) અરે ખોદા, તુંને હું નાવારેસના હાલ પર જરા બી દયા નહીં આવી કે છ મહીનાના અરસામાંજ તે મારા મેહરબાન મુરબ્બી જેવા કાકાને તારી આગલ બોલાવી લીધા!

**મેહરજી**—(કાઉસને રડતો જોઈ) હા, હું સું જોઉંચ! કોણુ! કાઉસ બેરાદર જાલેજરને યાદ કરી એખલો રરેચ! હા તારે અંતે એની સુધ ઉઘરી ને એ સુધરીને નેકીની રાહ સહમજવા લાગોચ ખરો.

**કાઉસ**—કાકાજી, મારીથી જાંણુ કે અંજાણુ જે તમારી તકસીર થઈ હોએ તે મને માફ કરજો. (રડેછે.)

**મેહરજી**—(આગલ જઈને) દીકરા કાઉસ, તું એ સું કરેચ?

**કાઉસ**—(ઢોંગથી) કોણુ, મેહરજી કાકા કે? અરેરે તમે મને બોલતાં સાંભરયો કે? ઉં, ઉં, ઉં!

**મેહરજી**-હા દીકરા, પણ તું સું કરેચ? આએ આતશ સાનો રોશન કીધોચ?

**કાઉસ**—નહીં રે નહીં જી, એ તો અમથું તાપનું કરતોતો.

**મેહરજી**—નહીં, નહીં દીકરા, હું આયો તારે તું કંઈ ધુનાહની તોજેસ કરતો હોએ તેમ લાગતુંતું.

**કાઉસ**—કાકાજી, જારે તમે બધું સાંભરયુ તારે તો હું કેહુંચ કે જાલેજર કાકા સાથે મેં અણુઘટટી ચાલ ઘણી ચલાવીચ તેની તોજેસ કરતોતો, ને નાહીં ધોઈ કુસતી પાએદાબ કરી આએ રોશન આતશ આગલ તેવણુનો નઇયતે હવે સુધરીને સારે મારગે ચાલવાના સુખર લોબાં ન મુકોને સોગન લેતોતો.

**મેહરજી**—એ તેં ઘણું નેક કામ કીધું દીકરા, પણ ચાલ હવે મરનારનાં રૂવાન પર એમ આંખ પાણી નહીં ભરયા કરયે? મેં પાછલી રાતે બી તુને ના નહીં કહયુંતું કે એમ રરયા નહીં કરયે?

**કાઉસ**—(વધારે રડીને) અરે મેહરજી કાકા, મરનાર કંઈ જેવા તેવા ઉતા કે નહીં રડું? તેવણુની વીતી હુંજ કાંય નહીં મરી ગીયો? ઓ કાકા, તમારાં મોહતથી મારીપર તો જાંણે અલબરૂજ પાહાર તુટી પરયોચ!

**પેસતનશાહ**—(દાખલ થતાં બધેને રડતા જોઈ) મેહરજી શેઠ, કાઉસસા, એ સું નાદાની કરોચ? એ તો સાંબો રૂવાનપર આજાબ કરોચ!

**મેહરજી**—પેસતનશાહ શેઠ, હું ગમે એવી છાતી ધારી રાખુંચ, તોબી બાજે વખત હૈયું ભરઈ આવ્યા વગર રહેતુંજ નથી.

**પેસતનશાહ**—ખોદા પાસ સબર માંગો, ભઈ.

**કાઉસ**—પણ સોલીસીટર સાહેબ, હવે મારા બેહરતી કાકાનું વીલ વાંચવાનું કામજ ચલાવોની કે હું એ દુઃખની વાત વીસરી જાઉં. હવે ખોટી કોણુની છે જો પણ?

**પેસતનશાહ**—મારે કાંહ ના છે? તમારાં બાકીનાં સગાં આવે તો હું તો તૈયાર છેઉં.

**મેહરજી**—(હાંક મારીને) ગુલાં, ઓ દીકરી ગુલાં.

**ગુલાં**—(અંદરથી) જી, જી, કાંય બાવાજી?

**મેહરજી**—જોવની દીકરી, તમારા ફુવાઓ ને નાજાં શીરીન કાંહ છે? તે લોકને અહીં મોકલી તમે બી આવો, દીકરી.

**કાઉસ**—(બાજુ) એનું સત્યાનાસ જનએ ચાર દાહરા થયા આયોચ, પણ એ માંજરી બીલારી ગુલ બીલકુલ 'ડાનકેર' કરેચ! ફકર નહીં, સીકચીભઈ ચાંન દેખો તો આપસે નજર આવસે તેમ થોરા વખતમાં આપરે શેઠયા થસું ને જારે સઉ પગની બાબ ચુમતાં આવશે તારે એ ગામરેની ગોરીની બી સુધ ઉંઘરશે.

**મેહરજી**—દીકરા કાઉસ એમ આવ ની, વરી આંખ પાંણી ભરેગ કે?

**કાઉસ**—(મેહરજીને સાંભરયા વગર) બાઈ જોવ! એક સેઠયા થવા ને ગણાવાના હરખથી મારૂં તનબદન આગે કપરાંમાં માયું સમાયું રેહતું નથી! જો કોઈને ઓટલે ઉડયાંને જવસ તો આખી મીજલસ ઉઠી ઉઠીને સલામ કરસે, ને 'આગલ ચાલો સાહેબ! આગલ ચાલો સાહેબ!' કરી બાદશાહો ધામધુમ કરી મેલસે. જો સાહજનની મીજલસમાં જવસ તો ધમધમ કરતી બે ઘોડાની ચારક આલબલેસ બાગના દરવાજાપર પુગતાંજ અંઢીયારડાઓ દોરી આવી, 'આવો સાહેબ! આવો કાવસજી

સેઠ! આવો મેહરબાન!' કરસે ને સેવક આખ્ખી મીજલસમાંથી તાપમાં ને તાપમાં પસાર થસે.

**મેહરજી**—(આગલ આવીને) દીકરા કાઉસ, એ સું વમાસનમાં છે? એમ આવ, મારી પાસે બેસ.

**કાઉસ**—(રડતે સાદે) નહીં કાકા, મને અહીંજ ગગરવા દેઓ. એ તો મારૂં હૈયું નરમ છે કે ની તે ધરીધરીમાં ડીબો ભરઈ આવ્યા કરેચ.

(મંચેરશા, તેહમુરસ તથા નાજાં શીરીન અને ગુલાં દાખલ થાએછે. ગુલાં શોકના પોશાકમાં આવેછે, અને સરવે જણું પોતપોતાની જગા લે છે.)

**પેશતનશાહ**—બાંનુઓ ને ગ્રહરથો, મરનારનાં ફરમાન મુજબ આજે પાંચમે દીવસે તેમનું વસીયત વાંચવાનું છે. આએ ડેસ્કમાં વીલ છે તે સેઠ મેહરજી લાવેચ તેની આગલ ઉભા રહી જેને જાઈએ તે ખાતરી કરો.

**તેહમુરસ**—બરહક છે. કાવસજી, જાઓ સાથે; તમુને કંઈ વહેમ હોએ તો નજરે ખાતરી કરો.

**કાઉસ**—અરે ના રે બા વેહેમ સાનો ને ખાતરી સું બરીચ! જાઓ કાકા, બેલાસક તમે વીલ લાવો.

**મેહરજી**—જેવી બધા સાહેબોની મરજી.

(મેહરજી બાજુએ મુકેલી ફ્રોલદીંગ ડેસ્ક આગલ જઈને તે ઉંઘાડે છે.)

**કાઉસ**—(રડતાં) જહાનમમાં ગીયા પઈસા! અરે દોલત દુન્યાને સું આગ લગારવીચ! મારા સુનના મોહર જેવા કાકા એમના એમ મરી ગીયા! પઈસો તો હાથનો મેલ છે. તે કાંહ જનમકાલ સુધી રેહવાના છે!

**મંચેરશા**—(તેહમુરસને) ડીયર ટોમી, હવે છોકરો કે છોકરી જે હોસે તે જણુઈ જસે, હં:

**તેહમુરસ**—હવે એમાં જણાવાનું સું છે? મારી તો એકસો ને એક ટકા ખાતરી છે કે બધું સરખે ભાગે તારાં ને મારાંજ નામપર કીધું હોસે. આએ બધાં નખ્ખોદગીયાંઓ દખમાનાં ખલીરની કાંની ટોકાં તાંણી રહયાંચ, પણ હમણાં બધાનાં મોનાં કારાં થસે.

**મંચેરશા**—પણ ટોમ, આએ મેહેલ તારાં નામ પર કીધો હોસે કે મારાં ?

**તેહમુરસ**—જે હોસે તે તરત જણઈ જસે યાર, વાર કેટલો છે !

(મેહરજીને વીલ નહીં પાવાથી ચોરખાનાં ઉપરાંત બધાં ખાનાં તપાસે છે.)

**મેહરજી**—(ધભરાઈને) અરે, આએ સું આફ્‌ત !

**બધાં**—સું છે, મેહરજીભઈ, સું છે ?

**મેહરજી**—અરે આએ ચોર વંકોરામાં મારા હાથે મેં વીલ મુકયું-તું ને નહીં મલે ! જાંહાં છે તાંહ તે ચોરાયુંચ !

**બધાં**—હેં, ચોરાયું ?

**કાઉસ**—(ઠંડે કલેજે-પોતાની જગા પરથીજ) અરે કાકા, ઓ કાકા ! જોવો જોવો, ડાભે હાથે કેથે એની ગમ પેલી ગમ મુકઈ ગીયું હોસે ! ચોરાય સું ને ચોરે કોણ ? ને જો નહીં બી મલે તો વાતમાં જીવ સું બરયોચ જે અમથો ધભરાત કરવો ? કોઇ આસે પાસે સાંભરશે તો નકારૂં લાગશે.

(મેહરજી કાઉસ પર ધસીને તેને ગલચીમાંથી પકડે છે.)

**મેહેરજી**—નહીં, નહીં, ઓ ઠગારા લુચ્છા, હવે મને તારૂં રાતનું તેમજ હમણાંનું કાવતરૂં ખુલ્લે ખુલ્લું સમજ પરેચ. કબુલ કર, ઓ ચંડાલ ! તારૂં પાપ કબુલ કર કે તેં વીલ ચોરયુંચ.

**બધાં**—સું ! કાઉસે વીલ ચોરયું ?

**નાજાં**—ઓ તું મરેરે, બશતે ગીયા! મુવાએ શું દોજખમાં જવા-નું કામ કીધું !

**તેહમુરસ**—પણ પેહેલ્ને પોલીસને તો ખબર આપો.

**મંચેરશાહ**—અરે બાનણું બંધ કરો.

(ઘણો ધભરાત થાએ છે.)

**પેસતનશાહ**—(ઠઠરાવીને) સબર કરો, ખામોશ થાઓ! આએ શું ઠેરફ્‌જેતી? તમે સઉ વીસરી કેમ જાઓય કે આપરી આંખો હજી મરહુમનાં મોહોતનાં આંસુથી ભીજાયલી છે ? કસાંને ખાતર જો નહીં તો

તે મરનારનાં ગમખાર મોહોતની ગંભીર યાદ ખાતર સઉ શાંત થાઓ, ને જગા પર બેસો.

[બધાં વગ સગ બાથ છે.]

**કાઉસ**—બધાં શાંત થસે ને બેસસે, પણ હું શાંત થનાર કે ચુપ બેસનાર નથી, કારણ આએ મારા બાપ તોલના પણ નરીયાંના ખીસેલા ને કાતરયાંના ઘસેલા કાકાએ ભર મીજલસમાં મને ચોર કહી મારી આબરૂને નુકસાન પુગારયુંચ. હું એની પર લાએબલની ફરીયાદી માંડસ, ને જાંહાં વેર એ ચરેલો બુદ્દો એની માફી નહીં માંગશે તાંહાં વેર હું કદી—

**મેહરજી**—ચુપ, ચુપ, કરતુકી કુતરા, તું તારો ગુનાહ ના પારેચ તો હું સાબીત કરી તારી ને જગની ખાતરી કરસ કે—

**પેસતનશાહ**—મેહરજી શેઠ, તમે હાફીકાફી કાઉસ પર વીલ ચોરવાનો ગુનાહ લાગુ પારોચ, પણ તે કીયાં કારણોથી તેનો મેહેરબાંની કરી ખુલાસો કરશો?

**મેહરજી**—હું તે સમજાઉં, સોલીસીટર સાહેબ. ગેઈ રાતે હું મારા ઓરડામાં સુતેલો હતો તારે એ સફેદ ઠગ તાંહાં બારેથી આસ્તે રહીને દાખલ થયો, ને તાંહાં બલતી બતી બુજાવી નાખી હું જાગુંચ કે ઉંઘાઉંચ તે તપાસવા મારા બીછાંણાંની બરોબર આયો. તેના ઓચકાથી હું ચોંકયો ને જાગી ઉઠયો, જેથી તુરત વેલા એ ભરાઇ ગીયો. પણ પછી હું પાછો ઉંઘાયો એટલે મારાં બદીયાનમાંથી કબાટની કુંચી કાહરી લેઈ એ ઓરડામાંથી નીકલી જવા ગીયો, જેવામાં એને હાથે બારણું જોરથી અફરાયું ને વરી હું ચમકી ઉઠયો. હવે મને શક પરવાથી હું તુરત બતી લેઇ બાહર નીકલ્યો, ને આજુબાજુના ઓરડાઓ તપાસવા પરયો, જે અરસામાં એણે જરૂર આએ ડેસ્કમાંથી વીલ કાહરી લેવું જાઈએ, કેમકે જેવાં એણે એ તરફ મારાં પગલાં આવતાં સાંભરયાં કે એ ઠગારો પાપી મરનારની આએ લખવાની ટેબલ આગલ ઢોંગથી બંદગી કરવા બેસી ગયો, ને એવી મધરાતે એને ગુનાહની તોજેસ કરતો જોઇ મારાં ભોલાં દીલથી હું ભોલવાયો, વાસતે મારા સાથે હું એને પટાવીને મારા ઓરડામાં લેઇ ગીયો. ત્યાં હું પાછો પલંગ પર લેટયો ને એ દુકતો ઢોલ્યા-

ની છતરી પર જે બાજુ મારૂં બદીયાંન ટાંગેલું હતું તાંહાંજ ખુરસી તાંણી મારાસે વાત કરવા બેઠો, ને લાગ જોઇ કુંચી કેથી પાછી બદીયાંનનાં ગજવાંમાં સેરવી દીધી. તે વખતે મને રતી ભાર શક નહીં ઉતો, પણ જયારે વીલ ગુમ થયલું જાણુયું તારેજ એનું ખોટાઈ આરસીની માફક મને જણાઈ આયું. બેશક પેસતનશાહ સેઠ, તમારી સાથે મને વીલને લગતી વાત કરતાં એણે ભરઈ છુપઈને સાંભરવો જોઇએ, ને બીશયાર દોલત એનાં નામ પર છતાં તેથી નહી ધારાતાં સઘલી દોલત પોતે મેલવવાના નીચ લોભ ને લાલચથી એણે વસીયત ચોરયુંચ, ને આએ સગરીમાં બારી નાખ્યુંચ.

**કાઉસ**—જુઠ્ઠું, હરહરતું જુઠ્ઠું, આય તકરારનો હું ધીક્કાર સાથ ઈનકાર કરૂંચ. હું એ વાત જાણતો તેમજ માનતો બી નથી, ને જે દલદરે મને વગર વાંકે વગોવી ગાલ ગલોચથી નવાજયોચ તે કરપીનનાં મોંના પર તેજ સઘલી ગાલોનો એકકો સરોપાવ પાછો છુટટો મારૂંચ. હવે સોલીસીટર સાહેબ, તમે સું કેહોચ? વસીયત જેવું કંઈ છે કે નહીં? જો નહીં હોએ તો હું મરનારના વરા ભાઈનો બેટો હઈયાત ને હાજર છેઉં, વાસ્તે મરનારની કુલે દોલત ને અસકેઆમતનો કાયદાસર મને એખલાને હકદાર માલેક પોકારો.

**મેહરજી**—નહીં, નહીં, ઓ લોભના કુતરા તું એમ મલકા ના! ચોરને પોટલે ધુરની ધુર છે, કર ને જો હયાંને હયાંજ છે. તું નીચ ઘણાંથી નહીં ધરાયો તો હવે થોરૂંબી તારૂં નથી. ચંડાલ, તારા મરનાર કાકા તુંને ધીક્કારતાંતા ને તેથી વસીએતમાં તુંને ફક્ત નામનીજ રકમ આપીતી, પણ મારી મયાલુ બેટીએ ને મેં મરનારને મરતી ઘડીએ સમજાવી જુન્તુ વસીએત ફેરવાવ્યું, ને જે જુનનાં વસીએતમાં ગુલનાં નામ પર ઉતું તે નવાંમાં તારાં નામ પર કરવામાં આયું, બાકી બીજા બધાંને તો નવાં તેમજ જુનાં વીલમાં સરખુંજ આપેલુ હતું. ઓ મુજી, એ નવું વીલ તારા લાભમાં કરતાં મરનારે છેલ્લી દુવા ચાહીતી કે જો તું બદકારજ હોએ, ને તારા ઢોંગથી હમો ઠગાયાંજ હોઈએ તો હજી બી ખુદા તુંને આ નહી ઘટટી દોલત મલતી અટકાવે, ને ખોદાએ તેઓની ખાલેસ અરજ સાંભલી અંતે ખરાંનું ખરૂં કરી હકદારને હક અપાવ્યોચ. તેં નવા વસીયતનો

નાસ કીધોચ તેની સાથ તારો બી નાસ કીધોચ, કાંયકે જુન્નુ વસીયત મોજુદ છે, કે જે બાહાર પારવાની મને નાચારીએ ફરજ પરેચ.

{ મેહરજી વસીઅેત કાહડી પેસતનશાહુને આપે છે, કાઉસ તે પર તરાપ મારવા જાયછે, પણ નિસ્ફલ થાય છે.

**કાઉસ**—આએ સધલી શરમ ભરેલી ઠગઈ છે, હરરતું કાવતરૂં છે. આએ ભેજાંથી ચસકેના ચંડાલે મારો હક દુબારવા ને પોતાની દુકતીનાં ફપારમાં ડાહમ દેવા આએ બોહતાનનો બુટટો મારી પર જોરી કાહરયોચ.

**મેહરજી**—(ઘણોજ ચીરડઇ) કંગાલ, મુગો મર! તારા કાલાં કરતુકથી બેહસ્તમાં તારા મરનાર કાંકાનું રૂહ બી કમકમતું હોસે.

**મંચેરશા**—(તેહમુરસને) બચ્ચા ટોમ, હવે પુછરૂં કોણુનું પકરયે?

**તેહમુરસ**—(મંચેરશાને) હમણા અખારા કર. આએ તર કે પેલી તર મત આપવામાં સાર નથી; પેહેલ્લાં જુન્નું વસીયત જોઈએ. તેમાં જો આપરી મનપતીનુંજ હોસે તો કાઉસનું પુછરૂં છોરી તેજ બાહાલ રખાવસું, પણ જો જુન્નાંથી આપરે મનમાનતા રાજી નહીં થસું તો કાઉસની પુઠ પકરી તેને છાપરે ચહરાવી નવાં વસીયતનો દાવો કરાવસું.

**મંચેરશા**—ઠીક છે. (બધાં ગમ જોઈ) ગ્રહસ્થો, તમો સઉ અમરથું રમખાન મચાવી રહયાચા જુન્નું વીલ વાંચવા તો દેઓ? (કાઉસને ઈસારત કરી) પછીની વાત પછી થઈ રેહસે.

**કાઉસ**—(બાજુ) આએ પઈસાના પુજારી મંચીનું છેલ્લુ બોલવુ ને તે વખતે તેને કીધેલી અસારતથી મને જરા કંઈ ધીરજ આવેચ ખરી. હવે તો જે ખોદા કરે તે ખરૂં.

**પેસતનશા**—બાંનુઓ ને ગ્રહસ્થો, આએ જુન્નું વીલ મરનારે પોતાની રાજી ખુશી ને અક્કલ હોસ્યારીથી પોતાની હૈયાતીમાંજ મારી તેમજ મેહરજીભઈની હાજરીમાં કીધુંતું, ને અમો બંધેને એ વીલના ત્રસ્ટી ઠેરવ્યાતા.

**કાઉસ**—(ઉસકેરઈ આવીને) તમે બેઉ કોચીના સાહુકારો છેઓ. માએ હું ભલો કે ભઇ, તો એક ઢેર ને બીજો કસઈ, તેમ હુસો ને મુસો વરી તરસ્ટી થઈ મુવાચા

**પેસતનશા—**(ગંભીર) એ તો તમારી લાએકી છે, પણ હવે ચુપ રેહો, નહીં તો અહીથી બાહર જવું પરસે.

**કાઉસ—**હેં, સું? તું મને બાહાર કાહરનાર કોણ?

**બધાં—**બેસી જાઓ, બેસી જાઓ. આરડર!

(ગરબર થાયછે.— કાઉસ ગભરઈને બેસા જાયછે.)

**પેસતનશા—**આએ વીલમાં સઉથી પેહેલ્લા સેઠ મંચેરશાનાં બેટી નાજાંમાએને યાદ કીધાંચ.

**નાજાં—**(ઉલટથી) વારૂં મરૂં, છ ભરૂં, વાંચોજી.

(નાજાંને મંચેરશા ખુરસી આગલ તાંણેછે.)

**પેસતનશા—**(વાંચે છે.) કલમ પેહેલ્લી:-મારાં મરનાર બેહેન બાઇ-જીની દીકરી નાજાં વીશે લખતાં મને દલગીરી સાથ જણાવવું પરેચ કે એ છોકરી નમાની કરતાં અભીમાની વધારે છે. હું ભુલી નથી ગીયો કે જયારે મને મારા ભઈ મેહરજીએ એની સાથ ઓરખાવ્યોતો, તારે મને ને મારા ભઈ ભત્રીજીને ગરીબ ને ગામરયાં કેહી એ બેવકુફ દુકતીએ ઘણાં હીણુયાંતાં, પણ જારે હું માતબર મેહેલના માલેક તરીકે જાહેર થયો તારે ઢોંગ ફરેબ ને ખોટટી ખુશામતથી વહાલી થવા ઓવરના લેઈ આંગલાંના કટકે કટકા ફેરી નાખ્યાતા. એ છોકરી અભણ, ઉડાઉ, છકેલી ઉછછાલી ને ટચાક છે, ને એ બધા દુરગુણો માટે એ છોકરી પોતાના બુબપ્પ બાપથી લીધેલી તાલીમનેજ આભારી છે. એને ફુટી બદામ બી આપવી સજાવાર નથી, પણ મારાં બેહરતન બેહન ખાતર હું તેનાં નામ પર માત્ર રૂપીઆ પાંચ હજાર કરી જાઉંચ, પણ તે એવી સરતે કે એ રકમનું વ્યાજ તેને તે પરણે તાંહાં સુધી મલ્યું જાએ, ને તેની શાદી થવા બાદ એ રકમ પર તેનો તેમજ તેના ખાવીંદનો એક સરખો હક પોંહચે, પણ એ રૂપીઆ પર તેના બાપનો કશો બી હક પોંહચે નહીં.

**મંચેરશા—**(ગભરાઈને) અરે નહીં, નહીં, તમારાં વાંચવામાં કંઇ ભુલ હોસે, પેસતનજી બા.

**પેસતનશા—**એક હરફ બી નહીં. તમારે જોઈએ તો નજરે જોઇ ખાતરી કરો

**નાજાં—**અરે નહીં રે, ભુલ સાની બરીચ જો! એ તો તમારે હાથે

મલેલી તાલીમની સેસ થઈ. મરનારનાં ખાસરાં સાંભરયાં કેની? મરે, મારૂં બી નસીબ બરે!

**પેસતનશા**—હવે બેહેન શીરીનબાઈ વીશે લખ્યુંચ.

**શીરીન**—(પેહેલ્લેથીજ ફ્ગલઇને) નહીં મરૂં, મેં તો કંઈ મસકેરી કે હુલ્લરઈ નથી કીધી.

**તેહમુરસ**—પણ સમજી તો મર, વચ્ચે સાની હોમઈ મરેચ?

**પેસતનશા**—(વાંચે છે) કલમ બીજી:-શીરીન વાસ્તે બોલતાં મારે જણાવવું જોઇએ કે મંચેરશાની નાજાં કરતાં એ વધારે નરમાશવાલી, લાયકીવાલી, સારી ચાલની ને ભલી છે.

**નાજાં**—તો, તો, એનાં માંથામાં તો કેથી આંગલી બી નથી ખુંચતી.

**મેહરજી**—સમજે નાજાં માએ, મુગાં મુગાં સમજે.

**પેસતનશા**—(વાંચે છે) શીરીન ચોરી ઘણી બેખત થઈચ, તે બી તેના બાપનીજ બરકતથીજ છે, તોબી એની સારી ચાલનો સામટો વીચાર કરી હું વસીએતમાં એનાં નામ પર રૂપીઆ દસ હજાર આપી જાઉંચ, પણ તે મંચેરશાની નાજુના બાબમાં જે સરત કીધીચ તેજ પ્રમાણે સમજવા.

**શીરીન**—મરેરે, હું સું જાણુ કે બાવાની સુઝેં ચાલવાથી મને બી એવાં ખાસરાંના સરપાવ મલસે. મરે, લોકનાં કેહવાને બી કાંહ ઢંગ ધરે છે! લોક તો કેહજે માએ બાપને પગલે ને માએ માપની સીખામણ પરમાણે ચાલસો તો સુખી થસો, તે આએ સુખી થયાં! જોયું કેની?

**તેહમુરસ**—(ચીરડઈને) હવે મુગી મર, મુગી મર નહીં તો નકામી-

**પેસતનશા**—હવે સેઠ મંચેરશા ને તેહમુરસનાં નામ પારયાંચ.

**મંચેરશા**—હાજી વાંચો. પેહલ્લું મારૂંજ નામ છે કેની? ને આએ માતબર મેહેલ મારાંજ—

**તેહમુરસ**—(તેને ગેકીને) પણ ઉભો રહી મરની, સાથે અરધા ભાગમાં હું બી મુવોચ કેની? વાંચો જી વાંચો.

**પેસતનશા**—(વાંચે છે) કલમ ત્રીજી:—મારા બધેવી મંચેરશા ને તેહમુરસ મારી નજરમાં ઘણાજ નીચ ને લુચ્છા ઠરી ચુકાચ. તેઓનાં

બદફેલ ને ફંદ ફરેબ વીશે મારી પક્કી ખાતરી થઈચ. વીલ જલદી કરવા માટે તેઓએ મને આપેલી એકલપેટી સહલ્લાહ મને બોલે બોલ યાદ છે. બાગમાં નીચપણે ખદીના મરજથી નજીક આવેલાં મારા મોહતના દહારાની કીધેલી ગણતી, તેમજ મારી પાછલ કીધેલી મસ્કેરી તથા નજીસ ચાલા ચસકાઓથી બી હું અજાંણો નથી. તે લોક છાકટા, ઉદાઉ ને દીવાલ્યા છે. તેઓએ પોતા સમાનજ પોતાની બેટીઓને કેલવીચ. એવા નાલાયકોને મારા બનેવી થયલા જોઈ હું અફસોસ કરૂંચ. એવા હરામખોરો આજે જારે મારી દોલતે લખ્ખોપતી થવાની ઉમેદમાં છે, તારે તેમને મારી દોલતમાંથી એક ખોટ્ટી અરધી બી આપવાને હું ભારે તીરસ્કાર ને મોટ્ટા ધીક્કાર સાથ સાફ ના પાડૂંચ.

**મંચેરશા**—(ઘણોજ ચીરડાઈને) અરે એ ડોસો મેંટ ઉતો મેંટ !

**તેહમુરસ**—અરે પણ એ બધો સીધો પાસો ઉંધો કેમ ફેરવઇ ગીયો ? એ ડોસો આગલ જયારે આપરી સાથે વાત કરતોતો, તે વાત તો ઘણી મીઠ્ઠી મીઠ્ઠી ને છાતીએ હાથ રાખવા જેવી ઉતી, ને એમ કેમ થયું ?

**મંચેરશા**—તે તેને જઈને પુછી આવ ની.

(ચીરડાય છે.)

**નાજાં**—મરે, તમારી ચાલ પર ઢાંકણું વરો મુવું લાજતું મારયું નાખ બી કપઇ ગીયું. જીવતાં જીવત જાંણે મોહત થઈ જનએચ !

**શીરીન**—મને તો એવું થાએચ કે જો ધરતી ફાટીને મારગ આપે તો હમણા તેમાં સમઈ જાઉં. બાવાજીના બી સકાર બરે રે !

**તેહમુરસ**—દુકતી તું મુગી મરેચ કે નહીં ? નહીં તો હમણાં મારી બારી બેસસ.

(ચીરડાય છે.)

**પેસતનશા**—હવે મરનારે કાવસ્સાને વરે લખ્યુંચ.

**કાઉસ**—ધુત, હોરીડ ફેલસ. એ બધો દોજ પલે કીધોચ. હું એ વસીયતની સાંમ્મે પ્રોટેસ્ટ કરસ.

**મંચેરશા**—પણ તોબી સાંભરો તો ખરા, જોઈએ સું છે ?

**પેસતનશા**—(વાંચેછે) કલમ ચોથી:- કાઉસને મેં ઘણો તપાસ્યોચ.

**કાઉસ—(ઉસકેરઈને) કપ્પાર તારૂં.**

**પેસતનશા—**શેઠ ધીરા પરો, અકરાઓ ના. (વાંચેછે.) કાઉસને મેં ઘણો તપાસ્યોચ. એ ભત્રીજો પોતાના બાપદાદાનાં નામને નરસ લગારનાર અંઠઠંગ ઉડાઉગીર મારી નજરમાં ઠરી ચુકોચ, એમ છતાં હાલ તે સુધરતો સમજાયચ તો તેનાં નામ પર હું રૂપીઆ દશ હજાર મુકી જાઉંચ, ને દુવા ચાહુંચ કે જે નાધલી રકમ હું તેને આપી જાઉંચ તેનો રૂરો ઉપયોગ કરી તે સુખી થાએ.

**કાઉસ**—(તુચ્કારથી) સું દસ હજાર રૂપરડી? કંઈ ભીખારીને ભીખ બીખ આપેચ કે સું? અરે એવા રૂપીઆ તો સેવક એક અઠવારયાંમાં વોટસન હોટલ કે એપોલો બંદર પર કાંહના કાંહ દારવાટલો કરી નાખતો હોસે!

**મંચેરશા—**ટોમ, હવે કોણનું પુછરૂં પકરયે?

**તેહમુરસ**—કાઉસ તો ભેંસનુ પુછરૂં છે યાર, અરધે દરયે ડુબાડી મારસે. હવે તો આએ ગામરયા ગમાર ને પેલી ગામરેની ગોરીની ખુશામત કરી જે નીચવાએ તે નીચવસું. તું કાઉસનાં નામ પર તો પુરોજ મુક.

**પેસતનશા**—હવે સાહેબો, મેહરજી સેઠ વીશે સાંભલો. (વાંચેછે.) કલમ પાંચમી:—મારો ભાઈ મેહરજી એક ભલો, હાતમ દીલ ને રંગેરંગ લાયકીવાલો ઉમરાવ છે. એણે મારી મદારત વગર પીછાણવે ને વગર કંટાલવે કીધીચ તેના બદલામાં હું તેને રૂપીઆ પાચ લાખની રકમ હજારો હેસાન ને પ્યારની લઓલખ લાગણીઓ સાથ આપી જાઉંચ.

**મંચેરશા**—(ઉઠીને) મેહરજી સેઠ, સેવક મુબારકબાદી આપેચ.

(ઘણોજ વાંકો વલી સલામ કરે છે.)

**તેહમુરસ—**મુરબ્બીની લાયકાત તરફ નીગાહ પુગારતાં જે થયુંચ તે ઘણુંજ બરહક ને વાજબી થયુંચ.

(નમે છે.)

**પેસતનશા**—હવે છેલ્લી કલમ રલબાનું વારો છે. (વાંચેછે કલમ છઠ્ઠી ને છેલ્લી:—મારી દીકરી રલની ભલઇ સાદઇ ને ગરીબદની પીછાણમાં આએ આખ્ખા માતબર મેહેલ ઉપરાંત મારી બાકીનો રોકડ રકમ-

ના રૂપીઆ દસ લાખ હું એનાં નામ પર અતી ઘણી ખુશી સાથ કરૂંચ, જે તેણીએ એક મરનાર કાકાની પ્યારની ઈધાણી દાખલ માન સાથ કબુલવું.

(વાંચી રહીને) Madam! allow me to congratulate you most heartily and wish you joy. May God spare you long to enjoy the sweets and fruits of this well-earned and richly deserved fortune.

**ગુલાં** :—I thank you, Mr. Pestonshah—thank you most sincerely for your good wishes. You are indeed very kind. If I ever deserve a fortune, the entire credit thereof is due to my beloved and excellent father.

**કાઉસ**—(ખીજવાઈને) હમણા તો તમે અંગ્રેજી ને ફારસીમાં મુબારકબાદીની પેહરાંમણીઓ પેહરાવો, પણ એ તમારૂં કાવતરૂં કંઈ ટકી શકવાનું નથી. સરકાર દરબારના દરવાજા કંઈ બંધ નથી થયા. મારા હક છીનવી લેનારને પુછનારો હું બાર હાત ને બત્રીસ દાંતનો બેઠેલો છેઉં. હવે આએ ઘરનું મારે અનપાણી હરાંમ છે. આજ પછી કદી હું એ સીરીએ ચહરનાર નથી.

(જાએછ.)

**પેસતનશા**—જવા દેઓ, એવા નાલાયક બદમાસનું અહીં કામજ નથી જે થયુંચ તે ખોદા વાજબીજ થયુંચ.

**ગુલાં**—બાવાજી, કાઉસને જવા દેઓચ કે? તારે સું નવાં વીલનો હક મારેજ લેઈ લેવો એવી તમારી મરજી છે?

**મેહરજી**—જરાક બી શક વગર, મારી બેટી. એ બેમરવત દુકતાનું મારે નામ નથી લેવું. આજથી મારે મનસે એ જીવતો મુવેલો છે.

**ગુલાં**—પણ બાવાજી, કાકાજીનાં મોહતની છેલ્લી ઘરીએ મારા લાભનું જે વીલ બદલાવ્યું તે એટલાજ વાસ્તે કે વાજબીની રાહે જોતાં એ દોલત પર મારા કરતાં કાઉસનો હક વધારે પોંહચેચ. કાઉસ એ હકને નાલાયક નીવરયોચ ખરો, પણ તેને લીધે આપરે સું કામ તેનો હક લુટી તેને સજા કરયે? આપરે તેને ખોદાની સજા પર છોરસું.

**મેહરજી**—(શકમંદ) છોકરી, મને સાચ્ચો જવાબ આપ. બોલ ખરૂં કે સું તું હજી એ બદમાસને ચાહેચ?

**ગુલાં**—(દુઃખથી) બાવાજી, તમારા સવાલથી હું દુઃખી છેઉં. જે કંગાલે અરધા કલાક અગાઉ તમારી મેહેરબાનીના બદલામાં તમોને ગાલ ગલોચથી અપમાન કીધું, તેવા એક મુજીને માટે મને પ્યાર તો સું પણ જરા બી માનનો વીચાર હોય તો તમો જેવા એક નેકબખ્ત બાપની બેટી કેહવાવાને હું બીલકુલ નાલાયક છેઉં.

**મેહરજી**—આફ્રીન, મારા બચ્ચાં. તારે હું જોઉંચ કે તું હજી કાઉસની તરફદારી ફકત દયા ખાતરજ કરેચ, પણ નહીં દીકરી, બદકારો પર દયા કરવી એ નેકજાદોનું ખુન કરવા બરાબર છે. હવે દીકરી ગુલ, તું મારી બી મુબારકબાદી બાહલ રાખ. ખોદાએ તારી સાદાઈ ને સાહલેસઈની કદર પીછાણી નહીં ધારેલી નયામતોથી તુંને નવાજીચ, તે જોઈ મારૂં જીગર હરખથી ઉભઈ જાએચ.

**ગુલાં**—બાવાજી મને મલેલી દોલત ને મેહલ, તે બધું મારૂં નહીં પણ તમારૂંજ છે.

**મેહરજી**—સુખી રેહ, મારા બચ્ચાં તું સદા સુખી રહે.

**નાજાં**—(આગલ આવીને) બેહન ગુલબઈ, તમે કંઇ બી અમારે વરે દીલમાં બુરૂં ના લાવતાં જો. ખોદા પરથી મરૂં બધી, તે તેણે જેવું જેને ઘટે તેવુંજ કીધુંચ.

**શીરીન**—બેહન ગુલાં, તમુંને તમારી ધીરજનું ધન મલયું તેથી હું ખરાં દીલથી ખુશી છેઉં.

**મંચેરશા**—ચાલો ગુલબાનુ, સુખી રેહો. એ તો તમારી લાયકીનો લાયક બદલો તમોને મલ્યોચ.

**તેહમુરસ**—નો, તો! તેમાં શક સું? બાઈ, સેવક નમેચ, પણ ગરીબોને ભુલતાં ના હો.

**ગુલાં**—હું તમો બધાંની મુબારકબાદીનો દીલોજાનથી ઉપકાર માનુંચ.

**મેહરજી**—સેઠયાઓ, જોકે મારા મરનાર બેરાદરના કમોહતની હજી અહીં ઘણી ગમખારી છે, તો બી તમો મેહરબાંનો બેચાર દીવસ બી અતરે પહરોણાં રહી અમોને હેસાનમંદ કરશો એવી મારી અરજ છે.

(બધાંઓ પોતાની મરજી બતાવે છે.—પરદો પડેછે.)

---

**અંક બીજો સમાપ્ત.**

---

## અંક ૩ જો-પ્રવેશ ૧ લો.

(માતબર મેહેલનો એક રમણ્ય બાગ, વચ્ચે સોભીતો ફુવારો, જેમાંથી પાણીનો છટકાવ જારી છે, આસપાસ ફુળફુળાદીને ઝાડપાંન વચ્ચે ગુલાં હાથમાં એક ફુલની ટોપલી લેઈ ગાતી દાખલ થાય છે.)

**"જોયું જોયું રે કોલાપુર શેહેર"**—એ રાહ.

તમો સાંભલોની સંત સુજાણ, કલજુગ આયો રે,
તમો દેખો દુન્યાનાં તોફાંન, કલજુગ આયો રે.
મોટાંનાં ઘરની વહુ દીકરી તે નહીં કરવાનું કરશે રે,
સસરા જેઠની લાજ ન ધરશે ને માથે ઉઘાડે ફરસે રે.-કલજુગ.
વહુ સાસુનો ઝઘડો રે થાશે, ને દીકરો જોઈને હસરો રે,
સાસરીયાંનાં લાડ પાલશે ને માબાપ ખસતાં કરશે રે.-કલજુગ.

**ગુલાં**—(ગાયણ પુરૂં થતાં) બાવાજી ખેતરે સધાવે તે આગમચ હું મારે પોતાને હાથે એક સોભઈતો તુરો બનાવી આપતે. (તોપલીમાં જોઈને) ચુંટી ચું-ટીને આએ તોરેલાં ફુલો હવે મને જરા ગમવા લાગાંચ ખરાં, પણ આએ મોધરાં ને ચંપેલીની વચ્ચે ગોઠવવા થોરાંક સારાં ગોલાબ જોઇસે તે લાઉં, ને પછી એક એવો તુરો બનાઉં કે ભલી માલણબી શરમાય.

(જાયછે.-કાઉસ આવેછે.)

**કાઉસ**—(એકલો) કાકા નરતા ને મરતા મરેરે! સતીયાનાસ ગીયાએ બે વીલ કરીને સુલી વચ્ચે સોપારી સમાન મારો કચરડો કાહરી નાખ્યો! કાઉસ, કાઉસ, તારાં કરમની લખતીના હાથ ભાગેરે: પણ નહીં, એક હારથી હારી બેસવું એ બાએલાઓનું કામ છે. હવે તો એ તુટેલાં આ-ભ ને ઠીંગરાં ને ફાટેલાં ફુટેલાં નસીબને ગાબરાં મારવા જે જેહમત થાય તે કરવી જોઇસે. રાંન પેલી દદા દીનીને બધા પાઠ ભનાવીને મેં અહીં મોકલી કે તે આએ ગામરેની ગોરીને કોઈ રીતે મનાવી મારી સાથ ચાર ચોખા પરાવી લેવાનું નક્કી કરે, પણ તેમાં બી મેં ઠાપ ખાધી. ચોરને પોટલે ધુરની ધુર તેમ અંતે પાપ ફુટયું તારે દીનીને પેલાં મોટામાંએ કેહે તેમ છછરતી નારે અધરયાત હાથમાં હાલ્લાં આપીને મેહરજી કાકાએ

ઘેરની બાહર કાહરી મુકી. જાલેજર કાકાની ગેઇ કાલે છમસી ગેઈ. કાકા બેહસ્તમાં હવે તો નવા જુના બી થઈ ગીયા હોસે, પણ મારા બાબમાં આજે છ છ મહીના થયા કંઇ નવું જુનું થતું નથી. હવે તો આએ એક સેવટનો અખતરો છે કે જો ભોલી ગુલ કોઈ એનેકાકથી અહીં એકઠી થઇ જાએ તો તેનું કંઈ પગ પાની કરી અસતમ પસતમ સમજાવી સુનનાના દાદર ને રૂપાનાં ડોરડાં બતાવી હજીબી તેને મારી બોરદુમાં જીતી લેઉ. નહીં તો પછી એમ બી ને એમ બી કોઇની ખોટી સાહી બહી કરી કોઈ બેંકમાં ઉહલ પાડલ કરવીજ પરસે. હવે આએ તર કે પેલી તર કીધા વગર કંઈ છુટક છે? (અંદર જોઇને) ઓહો, પણ સું નસીબ છે! જે છેલછબીલીની રાહ જોઉંચ તેજ અલબેલી ઠુમકતી ચાલે આએ તરફ આવતી જણાયચ! આહા એની લટકતી ચાલ, સુન્નેરી બાલ, ગોલાબી ગાલ ને નાજોનખરાંની જાલમાં કીયો કંગાલ નહીં સપરાય વારૂં? પણ મારે તુરત વેલા બાજુ થવું જોઈએ, નહીં તો એ મને એકદમ અહીં જોતાં કદાચ ગુસ્સે થસે.

{ કાઉસ બાજુ થાય છે. ગુલાં ગાયણ ગાતી પાછી આવીને બાંકપર બેસી તોરો બનાવે છે.

"એએએએ રંગી"—એ રાહ.

રંગ બેરંગી તુરો હું કરસ સરસ બેહેક બેહેક થતો
મઘમઘતો અતીસ્ય, ફુલ તાજાં વીણી લાવી,—રંગ બેરંગી.
ફુલ છે ફુલ અંહી રંગ બેરંગી, હર હર રંગનાં મનગમતાં,
મોઘરાં ગુલાબ જાઇ જુઈ ચંપેલી, નારંગોએ દીએ મન બેહેલાવી.—

**કાઉસ**—(ગાયણ પુરૂં થતાં) આહા! સું સુંદર ગાયું! ફાટેલા ઢોલ જેવા ભેંસાસુર સાહાદે રાગરા કાહરીને નથી કોણુ ગાતું, પણ ખુદરતે બક્ષેલા મધુર. હલકને મીઠા સરોદ સાથે રાગની ખુબી ને બાંધણીની તોર જોર વચ્ચેનાં આ ગામરેની ગોરીએ ગાયલાં ગીતે મારૂં મગજ જાણે ખુશીથી તર કરી મેલ્યુંચ: પણ હવે મારે જાહેર થવું જોઈએ. (જવા કરે છે-ચોંકીને) અરરર, મોહકાન પર મોહકાન! મેહરજી કાકા આવેચ. એ નખ્ખોદ ગીયાએ જો મને અહીં જોયો તો પોલીસના હાથમાંજ આ-

પસે. એ કબાબમાં હારકું કાંહ વરી નરી મુવું! હવે તો એ અહીંથી ખરે તેટલા છુપઈ જવું જોઇસે. નસીબમાં કેથા નાસાગોસાના દાવ રમવાનું બાકી હોસે તે કાંહ જાએ!

**ગુલાં**—બાવાજી, એટલા જલદી તૈયાર થઈને કાંહ સધાવોચ?

**મેહરજી**—જરા ખેતરે, દીકરી, પણ તું અહીં સું કરેચ?

**ગુલાં**—હું તમારે વરે એક તુરો તૈયાર કરતીતી, બાવાજી. (ઉઠેછે.)

**મેહરજી**—તું કાંય નાહેક એટલી જંજાલ કરેચ દીકરી?

**ગુલાં**—જંજાલ? મારા બાદશાહ જેવા બાપની ખીદમત કરવી એ જો જંજાલ હોએ તો બીજી મોજ કેઈ છે તે મને સમજ નથી પરતી. (યાદ કરીને) અરે પણ બાવાજી, તમુંને ખબર કે? પેલો કાઉસની દીનીને આપરે આપરા બંગલામાંથી કાહડી મુકી કેની તે ખાલી જગા જોવા કાલે કોઈ બઈરાંઓ આયાંતાં. તે હું તો તમુને રાતે કેહતાં વીસરી ગેઇ.

**મેહરજી**—દીકરી ગુલાં, તું માણસોને વરદી કરી મેલ કે એ ભર ભારતો જગા જોવા આવે તે લોકને મારી સાથે મેલવે.

**ગુલાં**—કાંય બાવાજી?

**મેહરજી**—મારી દીકરી, તેનો સબબ ફકત એટલોજ કે એક વાર તે નસાકરી દુકતીને હાથે તારા દયાલુ દીલથી આપુ ને જે છક્કર ખાવી પરી તેવું ફરીથી નહીં થાય.

**ગુલાં**—બાવાજી એ બનાવ તો અજબ જેવો થઈ ગીયો. તે રાંને ચરત ચલાવ્યાં કે મારો તો વર ને માયબાપ બી મરી ગીયાં ને હું તો એખલી અતુલી છેઉં તેથી મને તો તેની પર ઘણી દયા આવી.

**મેહરજી**—એ રાંનની મતલબ ફકત તુંને વાહીપગાવીને પેલા બદમાશ દુકતા સાથે ઠેકાણે પારવાની હોવી જોઈએ.

**ગુલાં**—હા. તેજ તો ! રાંન અપરાં ઘેરમાં આવતી જતી થય, પછી તો વાત કરે કારે ને બસ એની એજ ! પણ વારૂ બાવાજી એ દદા કેહતીતી કે આપરો જહાંગીર તો મરી ગીઓ તે વાત તમે માંનોચ?

**મેહરજી**—તે જુઠ્ઠીની બધી વાતમાં ફકત એજ વાત હું સાચ્ચી

માનુંચ, પણ જવા દે એ વાત દીકરી ગુલ, જહાંગીરની જુદાઈના ખ્યાલ સાથે તેનાં મોહતનો ખ્યાલ મારાથી ખમાતો નથી.

**ગુલાં**—બાવાજી, હું બી ગમે એટલો જહાંગીરને મારાં મનમાંથી વીસારવા માગુંચ, પણ તે વીસરાતોજ નથી, ને તેમાં જે દાહરથી મેં જાણ્યું કે તે આએ દુન્યાનો રેહવાસીજ નથી તે દાહરથી તેની યાદ મને ઘરીએ ઘરી થયા કરેચ.

**મેહરજી**—ખરી વાત છે. જહાંગીર જેવા લાયકીવાલા ભરથારો પામવાનું આજના છાલકા જમાનામાં ઘણું મુશકેલ છે. પણ ખેર, એ દુખની વાત જવા દે દીકરી ગુલ. ચાલ હવે હું જતે.

**ગુલાં**—સધાવો બાવાજી, પણ જલદી આવશો કે ની?

**મેહરજી**—હા રે, આજે તો હું વેહેલ્લોજ આવસ, ને હવે તું બી બંગલામાં જા દીકરી.

**ગુલાં**—જરાક રેહીને જાઉંચ બાવાજી, પણ તારે તો આએ તુરો તૈયાર છે તે તમે લેતાજ સધાવો.

**મેહરજી**—(જતા જતા) જીવતી રેહે, દીકરી, જીવતી રેહે.

**કાઉસ**—(બાહર આવીને) દાદર હોરમજ! કારાંમાએ ટાહેલું આખર ફીટયું ખરૂં. હવે એ ગામરેની ગોરી આગલ જાહેર થાઉં, ને તે બી કંઈ નાટકના નાટકી જેવીજ અદા ને ઠપછપ સાથે જાહેર થાઉં કે એ છોકરી છક થઈ જાએ. (આગલ જઈને) હાય!

**ગુલાં**—(ચમકીને) કોણ?

**કાઉસ**—તારો ફરમાનબરદાર, તાબેદાર, શરમસાર, ગુનેહગાર, માફીનો તલબગાર કાઉસ છેઉં (બાજુએ) બચ્ચા કાઉસ, નાટકની ચોપરીમાંના વાંચેલા જેટલા બોલ યાદ આવે તેટલા બધા બોલી દેજે અં.

**ગુલાં**—કાઉસ તું અહીં ભરાયલો સંતાયલો આવેલો જણાયચ, ને તેથી એવી, કઢંગી ને બેઢંગી મુલાકત મારે લેવી નથી હું ફરમાઉંચ કે જેવો તું આવેચ તેવોજ પાછો જા.

**કાઉસ**—અએ નેકકેરદાર કદરસનાસ બાનું, જારે હું જોઉંચ કે

તું દયાનો દરયાવ ને દાનાઇનો ડુંગર મારી સઘલી બુરી ચાલથી આગાહ છે, (બાજુ) કમબખ્ત કંઈ ફીરદોસી તુસીનાં શાહનામાંના બોલ નહીં યાદ આવી જતા! (મોટે) તારે હું ખાખસુસ પાંઉપેઆદો પોશીદા તું મા-હબુબની મીઠ્ઠી માફી માંગવા આયોચ.

**ગુલાં**—કાઉસ, હું ફરીથી કેહુંચ કે તારી સુરત બી જોવી મને રવા નથી. તારા વાંકો ને તારાં પાપો એટલાં છે, કે હવે તું મારી મોહબ્બત તો સું, મારી દયા તો સું, પણ મારી માફીની બી વકી રાખતો ના.

**કાઉસ**—(ઢોંગથી) એમ? (રડતે સાહાદે) ગુલ, એટલી બધી જુ-દાઈ? અરે એ રીતે હારમારી ને હીનપરતીથી હરઘુત થવા નીતો તું ગ-મગોસારથી મેં હફ્તેકેશવર જમીનમાં બી આશા રાખતી નહીં! પણ કંઇ નહીં, મારો દારોજ પાધરો હોતે તો મારાં માબાપજ સું કરવા મરી જતે ને બધું મને ઉંધુંજ સું કરવા સુજ પરતે? બસ તારે તો હવે સુ-જયું કરયા વગર ઉપાય નથી. સલાંમ ગુલ, તું સુખી રેહજે! છેલ્લી સલામ!

(જવા કરે છે.)

**ગુલાં**—(ધભરાએલી) રખે એ અરવાયો જીવ પર કરે! (કાઉસને) પણ સબર કાઉસ, તું કાંહ જસે?

**કાઉસ**—(બાજુ) પોરી પીગલીચ હો! (મોટે) જાંહાં જવાસે તાંહાં જવસ, કુવો તલાવ દરયો બરયો જે બરયો હોસે તે પુરસ, વરી બીજું સું કરસ!

**ગુલાં**—તારે તું સું જીવ પર કરસે?

**કાઉસ**—તારે જીવીને સું કાંદાની ન્યાત જમારવાનો છેરૂં? હું દીલની ખરી ખુશીથી તુંને વધઇ કેહવા આયો કે જે દદા સાથે લગનની જુસરીમાં હું જોરાયલો ઉતો તે જમના ઝપાટામાં આવી પેલી જેહાન જઈ સુકીચ.

**ગુલાં**—સું તારે દીની ગુજરી ગેઈ?

**કાઉસ**—હા. તે મારી હરૂસે કેહી તારાં ભારૂત તરીકે તારાં પેલા ઘેરમાં આવી રેહેતી, પણ પછીથી તેં તેને તારે તાંહથી હાંકી મેલી એ-

ઠલે પાછી રાંન મારો ટોટો પકરતી આવીતી. એતેફાક તેવામાં દાદારે દયાથી મારી દાદ લીધી, ને તે રાંનને કેથો ઈનફ્લ્યુઝાનો તારચો તાવ ભરાવાથી તે ઠંડી થઇ ગેઇ, કે હું તો ખુશીથો છલાછલ થઇ ગીયો કે ચાલ ગંગા નાહયા.

**ગુલાં**—ને એ દુખ ભરેલા બનાવને તું ખુશીની વાત સમજેચ? **ધીક્કાર** છે તારી પર ને હેફ છે તારા એ ગલીચ ને ગંધીલા વીચારો **પર!** એક વાર એક સકુમારી નારીની ખુબસુરતી પર મોહી પરી તેને લગના પવીતર ગાંઠથી તારી હકદાર મોહરદાર બનાવી, પાછલથી તેના કરતાં વધારે ખુબસુરતી જોઈ, તેને રીબાવીને મારી નાખવાનાં પાપના પસ્તાવામાં ડુબી મરવાને બદલે ઓર ખુશી થાયચ? લ્યાનત છે તારીપર. કારૂં કર તારૂં મારી સાંબેથી.

**કાઉસ**—(બાજુ) મારયા ઠાર. રાંનને જેમ તેમ ઠેકાંણે લાગોતો ને વરી આએતો નહીં ધારેલું કાંટાનું કતેસર થઇ ગીયું. પણ તારે હવે પાછો ફરેબ રમવો જોઈએ. (કગલીને) અરે પણ તારે મને હવે એમ-બી ને એમ બી મરવાજ દેની? કંઈ કુવો તલાવ પુરવાજ દેની? નકામી અટકાવેચ કાંય?

**ગુલાં**—બંધ કર એ બકવા. ઓ પાપી, તું જેવાને એક એસી કેહવ' તો સું, પણ તારા નામ પર થુકવાબી હું રાજી નથી. ચાલ ખસ મને જવા દે.

**કાઉસ**—નહીં જવાસે. અએ છોકરી, આટલો વાર મેં ફરેબથી તુંને જીતવાની કોશેશ કીધીચ, પણ તે નથી ફાવતું તારે હવે હીંમતથી મારા ઠરાવ જે હું જાહેર કરૂંચ તે તું સાંભરી લે.

**ગુલાં**—ને નહીં તો?

**કાઉસ**—ને નહીં તો યાદ રાખ ઓ તુંદ મીજાજની તુમાખી ઓરત કે મારી મોહબતનો મીઠાસ કીનાના કડવાસમાં ફેરવઈ તારૂં નખ્ખોદ વારસે.

**ગુલાં**—અએ નીચ, તું જેવા હીચકારાઓ હીંમતની ગમે એવી ડીંગો મારે પણ તે બાયલાઓ બાતેનમાં એક બુઢ્યા ઓરત કે બચ્ચાં કરતાં બી નબેહતર હોયચ.

**કાઉસ**—એમ છે તારે—

(ગાય છે.)

"હુડધુત, હુડધુત."—એ રાહ.

જાંણુ, જાંણુ! માંન, માન !
જશે તું તાંણથી-માંનથી, જાંનથો—જાંણુ જાંણુ.
લેવસ તુંજનો જાંન વેર મુજ લેવા,
દેવસ ન આંસાંન દાવ જતો દેવા.
અગર નીહતર વગર કસર તું કર હું પર નજર મીઠી,
હીત જાંણી રે દીવાની, ખચ્ચીત તોંથશે હેરાંન. તું-નાંદાનજાંણુ જાંણુ

ગુલ—(ગુસ્સાથી)

ઉપલીજ રાહા

દુર, દુર! દુર, દુર!
પાપીરે, મુજીરે, પાજીરે, લાજી થા—દુર દુર.
કંઈ રે તુંજનો દૌર અહીં નહીં ચાલે,
નહીં હવે તુંજ તૌર ચાલે કોઈ કાલે.
ચલ ચલ, નીશફલ ! નીર્બલ ! નિકલ આ પલ સિકલ આગલ મુજથી,
કર તું કારૂં નીચ તારૂં, થુકુ ન તુજનાં નામપર, હું જરૂર.—દુર દુર!

ગુલાં ગાયણના ઠાઠ વછ્ચે કાઉસને ઠઠરાવી નાખેછે, ને કાઉસને હાકી કાઢે છે. કાઉસ ગુલાંથી હરધુત થવાથી નીચી મુંડીએ નાહસી જાએછે.

---

## પ્રવેશ બીજો.

(ખરશેદજી ખાનદાનીનું ઘેર બેહરાંમ એખલો દાખલ થાયછે.)

**બેહરાંમ**—એના સેઠયાનોસ જાએ મારી સીથ ઘેના જેંગલી છે! (હસેછે.) એના બેજાનાની ધનને ઉરમુજી ઘેલુરી લેઈ ગેઇ, તેથી સેઠ દોરથી દોરથી ઉરમુજી ને થોં બેજીયા ખરવા ગેઈ ને બેહી બે થું થો મારી બેઈ રીને લેઈને નાહાસી આવી(હસેછે.)ફેછી ઘેલુરી એના બેજાનાની ધનને લાવીને બતાવેચ, થેરે મારી સીથ હસેચ, ઉરમુજી ઘેલુરી બી હસેચ, મારી બોઇ બી હસેચ, ને બેધ્ધાં હસેચ તેથી હું બી હસેચ. (હસેછે.) એ પણ સીથ ઓવી. (ખરશેદજી આવે છે.)

**ખરશેદજી**—કેમ રે દુકતા વરી એ અહીં સુ !આખ્ખાંનો જુકો કરેચ? વરી કંઈ ધરયાલ બાંજીતે ધરીયાસ્રાને લાવીને સાંતવોય કે કેમ? (હસેછે.) જા, દોર કામપર જા.

**બેહરાંમ**—વોઓરૂંજી.

(જાએછે.)

**ખરશેદજી**—(તેનાં જવા પછી) એનું ખાનું ખરાબ થાય, એણે બી કીધું તેટલું થોરૂં. પેલી કેહેવતછે કે નાદાંનકી દોસ્તી ઓર જીવકા હાંણ, તેમ એ પોરયાની સુઝે હું વેહમનો ભોગ થઇ નાહેક મારી પાકજાદ ધન પર બદ ગુમાન લાયો, ને મારો પોતાનો ફેરતો ને હુરયો બનાવ્યો. પણ ચાલો સઉ સારૂં, જેનું સેવટ સારૂં. એવો જંગલ્રી દુકતો ઘેરમાં હતો તો કંઇ નહીં તો હું રીખ્યો કે જરા જરામાં એમ ઉસકેરઈ આવી આકરા થવામાં સાર નથી. મારી ધને ને હોરમજી ધરયાલીએ મને માફ કીધુંચ ને એ નાપસંદ ગરબર તાંહાંજ નરમ પરી ગેઈ એજ ગણીમત છે.

(બેહરાંમ આવે છે.)

**બેહરાંમ**—સીથ બેરજુજી સીથ મેલવા ઓવીચ.

**ખરશેદજી**—કોણ બરજોર? આવવા દે તેવણુને.

**બેહરાંમ**—વોરૂંજી. (જાએછે.)

**ખરશેદજી**—આએ બરજો દીન પર દીન મારે તાહાં વધારે ને વધારે પરોતાતો જાએચ. એ ખરી ખુશીની વાત છે. (બરજો આવે છે.) દોસ્ત બરજો, તેં બાહર ઉભો રહી નામ મોકલવાના તાજીમ તવાજા કીધા તેથી હું ખુશી નથી.

**બરજો**—ઠેંકયું. (બેઉ બેસેછે.) ખરં કેહુંચ ખરશેદજી કે મારા જેવા એક એખલા અદુલાને એક ભઈને છાજતી મમતાથી સોસાયટીમાં આગલ પારી તમો જે ઓરખાવોચ ને વધારોચ તે હેસાન હું કદી કોઈ રવેસે વાલ્રી શકનાર નથી.

**ખરશેદજી** - દોસ્ત, એ તો તું ફક્ત તારી લાયકી બોલેચ, પણ હવે એ વાત જવા દે ને મને કેહ કે કાલે આપણા દોસ્ત સપલશાહને તાંહ ની પારટીમાં તું ગીયોતો કે?

**બરજો** -હા, હું ગીયોતો ને એ પીછાંણને વાસ્તે બી હું તમુનેજ ઉપકારી છેઉં, પણ દોસ્ત ખરશેદ સું એ સપલ સેઠ પાસ ઘણો પઈસો હોસે?

**ખરશેદજી**—છેજ તો, કેમ વારૂં ?

**બરજો**—તો ગેઈ કાલે એઓએ સુન્નાનો ધુમારો કરવામાં કંઇ બાકી નથી રાખી. એવી પાર્ટીઓ ફાર્ટીઓનું હંબગ આજે મુંબઇના દેશીઓમાં ને તેમાં અગત કરીને પારસીઓમાં તો હું ઘણુંજ વધી ગીએલું જોઉંચ.

**ખરશેદજી**—હા, ને વરી ખુબી તો સું છે કે એવી પારટીઓમાં બી દેશીઓ કરતાં જાંગલા મડમ નોતરવાનો શોખ વધતો જાગતો જાએચ, જેથી તે પાર્ટી કરનારા જોઈએ તે કરતાં વધતા ને વધતા તણાઈ તુટેચ.

**બરજો**—દરેક ચીજ તેના લાયક અંદાજામાંજ સારી લાગે. હું તો એમ કેહુંચ દોસ્ત ખરશેદ કે આપરા કોઈ કોઈ શેઠયાઓ બી બાજે વખત પોતાનો ઠાઠ બતાવા એકેકી રાતમાં હજારો રૂપીઆનો ધુમારો કરેચ તેનો અરધો હીસ્સો બી તેઓ કોઈ લાયક ધરમ ખાતાં ને મદદ થવા આપે તો એક રાતની તે પારટીમાં થયલાં વાહજી વાહ કરતાં ગરીબોની જાવેદાન તલકની દુવા તે લોકને બેશક એક હજાર ઘણી વધારે કામ આવે. ખરેખર, આપરા આએ બુજોર્ગ દોસ્ત સપલ શેઠ પોતે છે તો આટલા અસીલ, ને હું અજબ છેઉં કે અવાર નવાર એવી પાર્ટીઓ પર એઓ એમ પઇસાની ધુર કરેચ.

**ખરશેદજી**—તેટલુંજ હોતે તો બર જહાનમ બેરાદર, પણ વાત તો એથી બી નબેહતર છે. બચારાને જુગારનો બી ભારી લખ છે.

**બરજો**—મને ખબર છે. ગેઇ રાતે તમેં બી નહીં આયાતા એટલે હું તો જમવા પછી મોરી રાત વેર થોભ્યોજ નહીં, પણ સારૂંજ થયું કે નહીં થોભ્યો, કેમકે તાંહ તો પેહલ્લીજ રાતથી એ હારજીતનો પેસો સરૂ થયોતો.

**ખરશેદજી**—(અચરતીથી) હં, એવણનાં ઘરમાં બી ?

**બરજો**—હાજી, ને વરી તેરાંબી કંઈ બધાં સારાં આદમીઓનેજ નહીં ઉતાં. પેલો લુચ્ચો કાઉસ, ઓરખ્યો કેની ?

**ખરશેદજી**—હા પેલો ગામનો ચોર? હરરતો જુગારી! તેનું સું ?

**બરજો**—તેને બી નોતરયો તો.

**ખરશેદજી**—ખરેખર! સપલને એની સાથ કાંહથી પીછાણ પડી?

**બરજો**—તેનીજ સાથ એવણે પેહલ્લો બાજી માંડી, જેથી હું તો કમકમીને માથું દુખવાતું બાહણું કાહરી ઉઠીજ આયો.

(બેહરાંમ આવે છે.)

**બેહરાંમ**—સીથ, સેપલ સીથ આવી.

**ખરશેદજી**—સપલ સેઠ? મોકલ તેવણને અહીં.

**બેહરાંમ**—વોઓરૂજી. (જાએછે.)

**ખરશેદજી**—હું હમણાં એવણનું ધયાન ખેંચસ બરજો. કાઉસ જેવા બદમાશથી એઓને ચેતેલા નાખવાજ જોઈસે. (સપલશા આવે છે.) આવો આવો સપલ સેઠ કેમ છેઓ?

**સપલસા**—સેઠ સાહેબ—ઓલ્લો તમે બી છેઓ કે મી૰ બરજો? હું તમોને જોઈને ઘણો ખુશી છેઉં!

**બરજો**—સાહેબની બચ્ચાં પર મેહબાંની છે.

**સપલસા**—પણ ખરશેદજી સેઠ, હું તો તમારી સાથે કજીયો કરવાનો છેઉં, કેમ કે ગેઈ કાલે હજી તો ખાધું નહીં ખાધું, કે જાંણે સું એક નાહસનું પરતું હોએ તેમ આએ તમારા દોસ્ત બરજો મારે તાંહથી નાહસી આયા!

**બરજો**—નહીં મુરબ્બી, દીલમાં જરાબી બુરૂં ના લાવતા, પણ મોરી રાત વેર ઉજાગરો કરવાથી મારી તબીયત બગરેચ, મને તેની તએહ નથી.

**ખરશેદજી**—ને તેમ કરતાં સપલ સેઠ જો દીલમાં જરા બી બુરૂં નહીં સમજે તો એવણનું ઉઠી આવવાનુ વધારે ખરૂં કારણ કંઈ બીજુંજ છે.

**બરજો**—(અટકાવીને) અરે નહીં, નહીં, મુરબ્બીજી, એ સું નાદાની કરોચ?

**સપલસા**—હે, એવું તે સું છે? મારા સમ જો મને નહીં કેહો તો.

**ખરશેદજી**—લેઓ, તારે તો હું કેહુંચ. (ગંભીરપણે) સેઠ, તમો જેવા દાનાવ બાજે વખત જુગાર જેવી લ્યાનતી મોજમાં મજા લેવોચ એ આપરાં આખ્ખાં ફેરન્ડલી સર્કલની અજાયબી તેમજ દલગીરી છે.

**સપલસા**—દોસ્તો, એ અજાયબી ને દલગીરીમાં હું તમારી **દીલ-સોજી** સમજુંચ ને તેથી એ કદરસનાસી માટે ખરાં દીલથી **ઉપકાર** માનુંચ. (હાથ મારીને) બીજું સું કેહું ?

**બરજો**—પણ મુરબ્બીજી, તારે જો મને પુછવાની **રજા હોય તો** હું પુછું કે એનો સબબ સું ?

**સપલસા**—મારૂં કીસમત, દોસ્તો. હું કંઈ અવ્વલથી જુગારી નહીં ઉતો. એ નીચ વ્યસનનો હું તમારા જેટલોજ શત્રુ ને ધીક્કારનાર છેઉં, પણ આએ છાતીમાં એક એવી જાતનો બરાપો સદા સુધ્નો જમા થયોચ કે જેની રાતો દીનની અગન વીસારવા મને બાજે વખત જાંણે જરૂર થઈ પરેચ, ને તેથી એ હાર જીતની દીલ ઉસકેરનારી રમત એ મારાં ગમીથી ધુમતાં મગજને રાહત બક્ષનારો ઇલાજ થઈ પરયોચ.

**ખરશેદજી**—પણ એવો તે સું ગમ છે? એવું તે સું તમારૂં સદાનું દુખ છે કે જેની દવા જુગાર હોય ?

**સપલસા**—એક મોહબવંત મોહરદાર પર ગુજરેલી ગેઈરનસાફી. સાંભલો દોસ્તો, મારા બાપે કમીશરયેટના કંટ્રાકીમાંથી પુશકલ નાણું પેદા કીધુતું, ને તે મુંબઇના શેઠયાઓ માહેલો એક ગણાતોતો, ને દરમ્યાન એતેફાક મને એક ગરીબમાં ગરીબ પારસી સુથારની દીકરી સાથ ઓરખ થઇ. તે છોકરી આદમનાં રૂપમાં ગોયા એક પરી ઉતી, ને સૌથી દીલકસ-સૌથી ધ્યાંન ખેચનારૂં તેના બાબમાં એ ઉતું દોસ્તો કે તેના બાપનાં મુવા બાદ તે પોતાની જઈફ આંધલી માતાનો એખલો અધાર ઉતી.

**ખરશેદજી**—પણ જ્યારે તમોને તેના સાથ પીછાણ થઇ તારે સું તેનો બાપ હઈયાત નહીં ઉતો ?

**સપલસા**—નહીં. તે પીછાણ વધતી ચાલી ને તેણે વધીને મોહબતનું રૂપ ધારણ કીધું. તે છોકરીનું મીઠું માનીતું નામ કુવર ઉતું. તે સદગુની અગલા જેમ કંઇ ઘણી કેલવણી પામેલી નહી ઉતી, તેમજ વરી તેનું કંઈ ખાનદાન બી નહીં ઉતું, ને તેથી મારા બાપે તેની સાથના માગ નેકામાં વાંધો નાખ્યો.

**બરજો**—અફ્સોસ! કેટલો ગેરઇનસાફ!

**સપલસા**—હા. તે વખતે હું પુખ્ત ઉમરમાં આવેલો ઉતો, ને તેથી મારાં સુખ દુખની એક ભાગયણુ મારી પસંદગીની મેલવી લેવાને મારા બાપે મનેજ સોંપવું ઉતું, પણ તેમ નહીં કરતાં તે મારી મોહબત વીશે હલકું વમાસવા લાગો, એટલે કુવરની માતાથી તેમજ મારા પીતાથી છુપી રવેસે મેં તેનાસે નેકા કરી મેં તેને મારી હકદાર મોહરદાર બનાવી.

**ખરશેદજી**—તમે નેક કીધું, પણ પછી?

**સપલસા**—એ નેકા નજદીક હું ૭ મહીના વેર છુપાવી શકયો, પણ પછીથી અમો વચ્ચે હજી કશો એખલાસ જારી છે એવો મારા પીતાને કંઇક વેહેમ ગીયો, ને તેથી દાગાથી તેમજ જબરજસ્તીથી એ પઈસા ને ખાનદાંન પર મરી રહેલો મારો બાપ મને તે મારી વફાદાર પરણેતરથી અતે અલગ કરવા પામ્યો, ને એક દીવસ મને ફરજયાત ઠેઠ ચીન હડસેલી આપ્યો.

**બરજો**—(દયાથી) ગરીબ બીચારી તે અબલા.

**સપલસા**—મને ચીન મોકલી મારા બાપે કુવરની માએ પર એવા તો તાણાજાણીના સખુનો કેહવારયા કે તે ગરીબ પણ અસીલ બુઢયાને તેથી ભારે હીનપસ્તી લાગી, ને મારો ખ્યાલ પરતો મુકવાને તે માતાએ પોતાની બેટીને હરરતા કસમો આપ્યા. વરી ચીનથી મેં ઢગલા કાગલો લખ્યાં તેમાંથી એકબી તે વાંચવા પામી નહીં, સબબ તે માતા મારાં ચીન જવા પછી તુરતજ તે મકાન સદા સુખીનું તજી ગેઈ, ને પોતાની બેટીને લેઇને તે કાંહ ગેઇ તેની આજ વેર કસી ખબર પડી નહીં.

**ખરશેદજી**—ને તમો સાહેબ ચીનથી પાછા કયારે આયા?

**સપલસા**—છેક બે વરસે. જાલેમ જુદઈ ને જુરાપાના જમાના જેવા ચોવીસ માસ પુરા થવા બાદ બારો જુલમી પીતા આ જેહાંનથી આસબાબ ઉઠાવી ગીયો, ને તારે તેની સઘલી બીસ્યાર દોલત ને માલમીલકતનો હું એખલો હકદાર વારેસ થવા ને ઠડવાથી મારૂં તુરત મુંબઈ આવવું થયું. હયાં આવી મેં જે પેહલી વાત પર ધ્યાન પુગાડયું તે મારી કમનસીબ કુવરની જુસ્તેજો પર ઉતું.

**બરજો**—ને તેણીનો કંઈ પતો મલ્યો વારૂં?

**સપલસા**—કંઇજ નહીં. તે જાંણે પાતાલનાં પેટાંમાં ગુમ ને ગરક થઈ હોય તેમ તેનો પતો હું આજ વેર મેલવવા પામ્યો નથી. દુન્યામાં પૈસાથી તેની ખોલ ચલાવવામાં મે દોરયાંને જગે રૂપીયો ખરચ્યોચ, પણ અફસોસ! તે મારી કમનસીબ કુંવરનાં સેવટથી હું આજવેર અંજાણ રહેલો છેઉં. (રડે છે.)

**ખરશેદજી**—દોસ્ત સપલસા, તમારા પર ગુજરેલી આએ આફ્તની વાતથી અમો દીલોજાનથી દુખી છીએ. તમારી એ દુખભરી ગેઈ ગુજરીની યાદથી તમો હેરાન થતા જણાઓચ. ચાલો અંદર આવો, ને હાથ મોતું ધોવો કે કોઈ બીજી વધારે લાયક વાતચીત પર હવે ધ્યાન આપ્યે.

---

## પ્રવેશ ત્રીજો.

{ કાઉસનું ઘેર. ફરનીચર હાલહવાલ. કાઉસ એકલો નાચતો કુદતો ખુશીથી ગાય છે.

"AGAIN & AGAIN & AGAIN."—એ રાહ.

નસીબ! ઓ નસીબ! ઓ નસીબ! નસીબ! ઓ નસીબ! ઓ નસીબ!
આજે જેની ચહરતી કાલે તેની પરતી! કરે તું શ્રીમંતને ગરીબ!—
નસીબ! છે અજબ તુંજ પનાહ, ગજબ છે તુંજ રસ્મોને રાહ;
કરે રંક રાયને-કરે મરત ગાયને, કરે તું ફકીરોને શાહ.—
નસીબ! છે અજબ તારા રંગ, તાલે છે બેતાલ બેઢંગ;
આજે સુન્નું તોલે-કાલે ખેરો ઓલે, કરે જો તું હાલત બતંગ.—
નસીબ! તેં નવાજી નેહાલ કીધો, મને તેં માલામાલ;
પાસા મારા અવરા પડી ગીયા સવરા, નાચુ કુંદુ થઈ હું ખુશાલ!—

**કાઉસ**—"ખાનાર પીનાર ને ખોદા આપનાર" એ કેહવતના કરનારની બોલબાલા થજો. કાકાએ વીલમાં ઝટેલા દસ હજાર રૂપીયા તો દસ દાહરામાં દસ રસ્તે દારવાતલો થઇ ગીયા, ને પાછા વરી આવા નાહે ને તાપે તેવા આપરા હાલ થયતાતા, પણ તેટલાં ગેઈ રાતે પેલા ધનવાન

સપલ સાથે સીસાંથી ભરેલા પાસાની એક ઠગાઈ ભરેલી બાજી માંડી હું તેને તેત્રીસ હજારની નાદર રકમ ધુતી આયો. (ખુશીથી) બાઇ જોવ! તેત્રીસ હજાર! ગેઈ કાલે અત્યારે હું એક ભીખારી ઉતો, પણ આજે તેજ વખતે નજદીક અરધા લાખનો હું ધણી થયો, એ આ ઠગાઈ ભરેલા પાસાના પ્રતાપથી થયુંચ. ખરેખર, આએ પાસા જે દેખીતી રીતે સાધારણ પાસા જેવા છે તે ઠગાઈ ભરેલા છે ને તેમાં સીસું ભરેલું છે એમ કોણ જાણેચ ને કોણ કેહેસે?

(જહાંગીર આવી કાઉસનું છેલ્લું વાકય સાંભલે છે.)

**જહાંગીર**—હું કેહવસ. ઠગારા લુચ્ચા, એ તારી ઠગાઈ હું જાણુંચ ને તેથી હું કસમ પર કેહવસ કે તારી પાસે લોકોને ધુતવા પારાથી ભરેલા ઠગારા પાસા છે.

**કાઉસ**—(ઘણોજ ઘભરઇને) હેં સું? કોણ? (તોતરો બોબરો) પ-પ-પણ તું કોણ છે કોણ?

**બરજો**—હું કોણ છેઉં? તું જાણતો નથી કે હું કોણ છેઉં? તુ જાંણેચ ને તોબી અંજાણો થાયચ તો મને કેહવાની બી કસી અરચન નથી કે હું બરજોનાં છુપાં નામ હેઠલ તેજ જહાંગીર છેઉં કે જે તારા મેહરજી કાકાનાં પનોતાં છાપરા હેઠલ નાંધલેથી મોટો થવા પામ્યોચ.

**કાઉસ**—હા પ-પ-પણ તું-તું સું એમ કેહેચ કે હું ક-કંઈ તારાથી બીહુંચ?

**બરજો**—જરા બી શક વગર. તું સમાન પાપીઓ સદા હીચકારા હોયચ. જેઓ મનના મેલા હોયચ તે બદમાસોને હીમ્મત સાથે સદાનું વેર વસેલું હોએચ.

**કાઉસ**—વારૂં, પણ એ બધું કેહીને તું કેહવા સું માંગેચ?

**બરજો**—એટલુંજ. કે ગેઈ રાતે સપલ સેઠને ખોટા બનાવતી પાસાથી તું તેત્રીસ હજારની પાદશાહી રકમ ધુતી આયોચ.

**કાઉસ**—પ-પ-પણ તારા પા-પાસ તેના પુ-પુ-પુ-રાવા સું બરયાચ જો?

**બરજો**—(ટેબલ પરથી પાસા ઉંચકીને) આએ પાસા. એથી વધારે સાહદત સું જોઈસે ?

**કાઉસ**—(તેને વરગી પડીને) બચ્ચા હમણા ને હમણા પાસા છોર, નહીં તો તુંને કાચ્ચો ને કાચ્ચો કડડી ખાવસ, નહીં તો તારૂં ખુંન કરસ.

**બરજો**—(એક આંચકા સમેત કાઉસને જમીન પર પટકીને) દુર રેહ, તારા પાપી હાથોથી મારૂં તનબદન અપવીત્ર ના કર. તું મારૂં ખુન કરવાની ડીંગ મારેચ, પણ તું રગેરગ એટલી હલકી પંકતીનો હીચકારો છે કે જોકે ખુન કરવાં એ હીચકારાઓનોજ પેસો છે તો બી એ જાતનાં કંઈક હીમતી હીચકારાઓથી બી તું તો ઉતરતો છે. તું જેવા નાતવાન લોંખડી બાયલાઓ ઉધરતી પારસી ઓલાદનું જાણે એક લાયબલ છે.

**કાઉસ**—(ઉસકેરાયલો) વારૂં વારૂં, હવે તું, ઘણો મકોરી પેહલવાન છે તે હું જાણુંચ, પણ હવે તું કેહવા સું માંગેચ?

**બરજો**—એટલુંજ કે વગર ગરબરે સપલસા પાસ માફ માગી એ પાસાની ઠગાઈથી મેલવેલા તેત્રીસ હજાર તારે તેવણને હવાલે કરી દેવાચ કે એ પાસાની સજામાં બટએ જવુંચ. ?

**કાઉસ**—(બાજુ) નખ્ખોદ પર નખ્ખોદ ! આએ કાંહ આપદા ! (મોટે) બેરાદર જહાંગીર—

**બરજો**—ખબરદાર ! હું જહાંગીરનાં નામે અહીં મુંબઇમાં ઓરખાતોજ નથી, ને તે ઉપરાંત તું જેવા બદમાસનો બેરાદર કેહવાવાને બી શરમાઉંચ.

**કાઉસ**—વારૂં તારે બરજો, (કાંને લાગીને) જો એ તેત્રીસ હજારમાંથી ત્રણ હજાર હમણા હું તુંને અહીં ને અહીંજ ગણી આપવા તૈયાર છેઉં.

**બરજો**—નીચ, એવી હરામ વાસનાઓ બધી તુંનેજ મુબારક. તુ સું મને તારા જેવોજ હરરતો બદમાશ ને પઈસાનો ગોલાંમ સમજેચ કે એક સચ્ચઈ પોકારતી મારી જુબાનતું તાલું સુન્નાની ચાવીથી બંધ કરવા માંગેચ ?

**કાઉસ**—(બાજુ) જોઈએ કંઈ દમથી વલેચ ! (મોટે) ઠીક છે, તારે હું બી હવે છેલ્લે પાતલે બેસુંચ. તું મારા પર જે વાંક મુકેચ તેનો હું ધીક્કાર સાથ ઈનકાર કરૂંચ.

**બરજો**—એમ છે, તો આગલ સું કરવું તે મારૂં કામ છે.

(જવા કરે છે.)

**કાઉસ**—(ધ્રભરઈને) અરે થોબ, બાપુ થોબ. (બાજુ) સત્યાનાસ ગીયો જમની કાંની પુડે લાગોય તે મને એ રકમ જરવા દેવાનો નથી. (મોટે) મને માંફ કર દોસ્ત. જો તું એમજ હઠ લેઈ બેઠોય તો તું જે કેહસે તે હું કરસ.

**બરજો**—ઠીક છે, તારે હું હમણા સપલસેઠ પાસથીજ ચાલી આયોચ, ને મેં તેઓને મારી પછવારે પા કલાકમાં તારે નામે અહીં તેરેલા છે.

**કાઉસ**—(ધભરઈને) અહીં ?

**બરજો**—હા, પણ મેં તેઓને તારૂં પાપ કસું કહ્યું નથી. હવે તારે એટલુંજ કરલુંચ કે તેઓ આવે તારે તેં હરામથી મેલવેલી દોલત તેવણુને હવાલે કરવી, ને તેઓને સમજાવી લેવાનું મને સોંપવું.

**કાઉસ**—ને તારે હવે તમે અહીંથી જાઓચ કેની ?

**બરજો**—જાય કાંહ ? હું તારી છાતી પર અહીંજ બેસસ, પણ જાહેરમાં બેસસ તો સપલસેઠને કંઇ વેહેમ જસે, તેથી હું આએ પાસેના ઓરડામાં ભરઇ રહેવસ, ને ત્યાંથી મારી ખાત્રી કરસ.

**કાઉસ**—(દબાયલે સાહદે) મારે કબુલ છે. (પગલાં વાગેછે.) ઓ પણ સપલસેઠ તો આયા ! (ઉતાવલથી) આવો દોસ્ત બરજો, આએ ઓરડામાં ભરઈ જાઓ. (પાસેન ઓરડામાં બંધ કરી બાહરથી સાંકલ દે છે.) કંઈ નહીં બચ્યા, હવે લાગે તો તીર નહીં તો તુક્કો. જોઈએ હવે તું બટંબે જાએચ કે હું ?

**સપલસા**—(અંદરથી) કાવસજી છે કે ? કાવસજી બા. ?

**કાઉસ**—હાજર મુરબ્બી, આવો સપલસેઠ. (સપલ આવેછે.) પધારો તમારાં નેક કદમથી તમારા મીસ્કીન સેવકની ઝુપરી પવીતર થઈચ.

[ખુરશી આપેછે.]

**સપલસા**—કાવસજીબા, દોસ્ત બરજો મને કેહતાતા કે તમે કંઈ અતી જરૂરનાં કામસર તમારાંજ મકાનમાં મને મલવા માંગોચ !

**કાઉસ**—જી હા, એક હરરતા લુચ્ચાની લુચ્ચાઈ વીશે તમો મુરબ્બી સાથે મને એકાંતમાં બે વાત કરવી છે.

**સપલસા**—કોણ લુચ્છો ?

**કાઉસ**—એક તમારો દોસ્ત, કે જે નીચ તમારી આગલ મોરનાં પીછાંમાં કાગરો ને ફરેસ્તાનાં રૂપમાં સેહેતાન છે, ને તે જવાનને વાસ્તે સાહેબને ઘણું માન છે.

**સપલસા**—(ભારે અચરતીથી) તમે એ સું બોલોચ ?

**કાઉસ**—હું જે બોલુંચ તેનો હરફે હરફ રાસ્ત ને અક્ષરે અક્ષર સચ્ચાઇથી ભરપુર છે. સપલસેઠ, તે બદમાસ સાધુના સાહયા હેઠલ એક હરહરતો લુચ્છો છે, લુચ્છો !

**સપલસા**—પણ કોણની લુચ્છાઈ વીશે તમો બાઈ એટલા જોરથી બોલોચ તે કંઈ સમજ પરે !

**કાઉસ**—સાંભલો સાહેબ. આજે સહવારે તે લુચ્છો મારી આગલ સીસાંથી ભરેલા પાસા લાવી મને કેહવા લાગો કે તમારી સાથ તેને હસાબે મારે બાજી માંડવી, ને એ ઠગબાજીથી હું જે તમોને ધાભરી ને જીતી આઉં તે દોલત સરખે ભાગે અમારે વેંહચી લેવી.

**સપલસા**—(ગુસ્સાથી) હેં ?

**કાઉસ**—હા, આગલ તો સાંભરો મુરબ્બી. મને તેની એ લ્યાનતી દરખાસ્તથી ઝનુન તો એવું આયું કે તેને જીવતો ને જીવતો ફારી ખાઉં, પણ સામટો વીચાર કરી હું ખામોશ રહી ગીયો, ને જાંણે તેનાંજ મતનો હું બી હોઉં તેમ તેનાં પેટમાં ભરઈ ગીયો, ને પછી તેને તમારી આગલ પકરી આપવા ને ઉઘારો પારવા મેં તમોને અહીં વેર તજદી આપવાનું દુરૂસ્ત જોયું.

**સપલસા**—(ગુસ્સાથી) પણ તે એવો બે માંથાનો બદકાર કાંહ છે ? કોણ છે ?

**કાઉસ**—તે અહીંજ છે. આએ રહયો.

{ કાઉસ ઝપાઠામાં બારણું ઉઘાડી બરજોને ગલચી માંથી પકડી બાહર કાઢે છે.

**સપલસા**—(અચરતીથી) કોણ, બરજો !

[ખરજો ફુગલાય છે. સપલસા દંગ થાય છે.]

**કાઉસ**—હા બરજો.

**સપલસા**—ઓ ગજબ! તારે દુન્યામાં કોણ પર એતબાર લાવવો ? સારૂં, સારૂં, બરજો ! તમારા જેવા બાહરથી ધોત્તાધોત્તા પણ બાતેનમાં એવા મેલા બદમાસો.—

**બરજો**—(ગુસ્સાથી) ખામોશ, ખામોશ, સપલસેઠ તમો મને ગેર-ઈનસાફ આપોચ. (કાઉસને) લ્યાનતી કુતરા! તું એકાદ બે પલ એ કાવત્રાંમાં ફાવી નીકલસે, પણ અંતે જેમ સુરજ પર ધુર ફેંકનાર પોતે તેના છટકાવથી આંધરો થાયચ, તેમજ તું નીચ તારા પાપની શરમીંદગી ભરી હાર આએજ ધરીએ જોસે.

**કાઉસ**—સપલસેઠ જો મારૂં કેહવું ખરૂં નહીં માનતા હોવો તો જુઓ, એનાં પાપની જાહેર ને જીવતી જામીનગીરી જે પેલા ઠગારા પાસા છે તે એનાં ગજવાંમાં હમણા બી મૌજુદ છે.

(જબરીથી જાંહગીરનાં ગજવાંમાંથી પાસા ખેંચી કાઢે છે.)

**સપલસા**—અરે આએ સું ગુંચવારો. કંઇ સમજ પડે. !

**બરજો**—સપલ સેઠ, જયારે મારે લગતું હરરતું જુઠું તમોને આએ નીચ સમજાવતોતો ત્યારે બારણાંને બાહરથી એ હરરતા હીચકારાએ સાંકર દીધેલી હોવાથી હું બાહર આવી શકયો નહીં, બાકી તેજ વખતે હું એને એની જુઠ્ઠી જબાંદરાજીનો બાહર આવી સવાદ ચખારતે—

**કાઉસ**—હેં, આવી પાક બેહાઈ! સાંભી ચોર પર ચપની ! આએ પાસાની સાહદત તારાં ગજવાંમાંથી ખેંચી કાહરવા છતાં હજી તુ સતો થઈ તારૂં પાપ નામુકર જસે, ઠગારા લુચ્છા ?

**સપલસા**—બરજો, તારે મને ખાત્રી પુરવક સમજાવો કે તમો આએ ઓરડામાં કેદ કેમ પરયા, ને આએ પાસા તમારાં ગજવાંમાં કેમ આયા ?

**બરજો**—તે બધો લંબાન વાત છે, જે હું નચીંતે સમજાવસ. હાલ તો પોલીસને બોલાવી હું આએ લુચ્છાનું પાંખરૂં પકરાવી દેવા માંગુચ.

**કાઉસ**—હેં, લે! ચોર કોટવાલને દંડે તેમ તું પોલીસનો દમ ભરાવેચ તેથી હું કંઇ બીહી જઇને તુંને જતો મુકસ એમ કે? અરે લુચ્છા જરા શરમા! જરા શરમા! ચોરી પર સરજોરી કરેચ? (બાજુ) રખે નફ્ફોદગીયો સીપઈને બોલાવે!

**બરજો**—સપલ સેઠ, તમે આએ બુરા પર નજર રાખજો. હું એક ઘરીમાં પોલીસની મદદ સાથ પાછો આવસ.

(જવા કરે છે.)

**કાઉસ**—અરે બચ્ચા, એમ તાલ કરી વટેણા કાંહ વાવી જાએચ? સપલ સેઠ પકરો, એને જવા ના દેતા.

[અટકાવે છે.]

**સપલસા**—નહીં, કોઇબી રીતે પોલીસ આયા વગર છુટક થવાનો નથી. પોલીસ આયાથી જે હોસે તે ઘરો લાવરો થઈ જસે. જાઓ બરજો, હું તમારી પર એતબાર રાખસ.

**કાઉસ**—(ઘણો ઘભરાઈને) મારયા ઠાર! દોહલા બેઠાં! (મોટે) વારૂં, વારૂ થોબ, થોબ. (બાજુએ) હવે વધારે લાંબી ટુંકી કરવા જતાં ગરદન જવાનો સોદો છે, (મોટે) હવે જવા દેઓ એ બધી ખટપટ. હું મારો વાંક કબુલ કરૂંચ. સપલ સેઠ, આએ ઠગારા પાસા મારા બનાવટી છે, ને એ પાસાથી હું તમોને ગેઈ રાત્રે તેત્રીસ હજારની રકમ ધુતી આવેલો છેઉં.

**સપલસા**—(પોકારીને) હેં?

**કાઉસ**—તે રકમની પઇએ પઈ હું ઓજરખાહી બરી માફી માગી તમોને પાછી અદા કરૂંચ, ને હવે મને જતો મુકો.

**બરજો**—દોજખી કુતરા, હવે તુંને જતો તે કેમ મુકાસે? તારૂં પાપ છેલ્લી ઘરીએ બી માગ પર ઓરવવાના પગ્રાગ મારી તારી તરફના મારા દયા કરવાના સઘલા વીચાર છતાં મારી સઘલી દયાને તે દુર કરી નાખાચ, ને તેથી હમણાજ પોલીસને બોલાવી—

**સપલસા** નહીં દોસ્ત બરજો, એ નાલાયક નીચ તરફથી તેમજ તમોને મેં પાતે કરેલા ગેરઈનસાફ માટે એકઠી માફ હું માંગી લેઉંચ.

એવા અધ્ધમ પાપીઓને સજા તો થવીજ ઘટેચ, પણ એક પલ ગંભીર વીચાર કરતાં મને એમ લાગેચ કે વચ્ચે મારૂં નામ જાહેરમાં ભુંડું થસે, ને તેથી મારે ખાતર એ મુછને પરતો મેલો. એટલી મારી પર નવાજેશ કરો. એને એનું પાપ મારસે.

**બરજો**—ખેર મુરબ્બી, તમારી એવીજ ખાએશ છે તો હું લાઇલાજ છેઉં, ને હવે હું આએ પલીદ મુકામમાંથી રૂખસદ લઉંચ.

(જવા કરે છે.)

**સપલસા**—જરા થોભો, દોસ્ત બરજો. મને મારા ગુમાવેલા તેત્રીસ હજાર આએ લ્યાનતના કુતરા પાસથી પાછા મેલવવા દેઓ, કે હું બી તમારીજ સાથે આએ બદીનાં મુકાંમમાંથી ચાલતો થાઉં. (કાઉસને) લાવ રે ઓ ઠગારા લુચ્છા, કાંહ છે પેલી દાગાથી પરાવી લીધેલી મારી પાદશાહી અનામત? (કાઉસ નીચી મુંડીએ લેવા જાએ છે.) દોસ્ત બરજો, મારા પર કરેલા આએ હેસાનના બદલામાં એ મીસ્કીન અવેજ મારા પર નવાજેશ ફરમાવી તમે બાહાલ રાખો.

**બરજો**—નહીં સપલ સેઠ, હું તમારો વીસવાસ ને તમારૂં માન પાછું પામ્યોચ એજ બસ છે. મને એવાં ધનની તે કીરતારની કરમબક્ષેસથી અગત નથી, ને તેથી હેસાનથી તેમજ ખોહસથી હું એ તમારી ભેટ નામંજુર કરૂંચ.

**સપલસા**—તારે હું નાચાર છેઉં, પણ એ હરામ પેસામાં મેં ગુમાવેલી એ ગંજાવર રકમ હું મને પોતાને એક સજા તરીકે પાછી લેવા માંગતો નથી. એ રકમ હું અતરેનાં જુદાં જુદાં લાયક ધરમખાતાંઓમાં તે ખાતાંઓની હાજત ને અગત પ્રમાણે આપી દેવસ, ને વરી તમોએ જુગારના પાપી લખ સાંમે મારી આંખ એવા રવેસે ઉઘારી આપીચ કે આજ પછી એ નીચ નજીસ પેસામાં મારા હાથ અપવીત્ર નહીં કરવા તે કીરતારને નામે હું અતરે દીલોજાંનથી કસમ લેઉંચ.

**બરજો**—ને એ તમારા બેઉ નેક ઠરાવોથી હું બેહદ ખુશી છેઉં. ફરી નહીં જુગાર રમવા વીશેના તમારા પવીત્ર કસમને સદા વલગી રહેવાને ખુદા તમોને નેક તોફીઅત બક્ષો!

[કાઊસ અવેજ લાવીને આપે છે.]

**સપલસા**—બેરાદર બરજો, હવે આપરે આએ દોજખની મુકામ તછ જસું!

**બરજો**—બેસક. (જતો જતો) હે નીચ, હજી બી સુધરજે. યાદ રાખજે કે તારા કીધેલાં કરતુકોનો જવાબ આપવા મોડે વેહેલે તે સાહેબની દરઘાહમાં તારે જવું છે ને છેજ.

(બંધે જાયછે.)

**કાઉસ**—(ઘણોજ ગમગીન) થઇ ચુકું! ધારયું સું ને થયું સું! આએ રખરતા રઝરતા પોરયા જહાંગીરમાં આટલાં પાણી છે એ તો મેં આજેજ જાણ્યું. અરે હું ભલા ભલાને ખીસામાં મુકનાર ને મારા દોરાના તાપ ને દમામના દાબમાં ધરીની વચમાં દબરાવી નાખનાર તે એ દુકતાથી દબી ગીયો! અફ્સોસ, જેમ ધોબીનો કુતરો નહીં ઘેરનો કે નહીં ઘાટનો તેમ હવે મારો ભુખે મરવા વગર છુટક નથી.

(ટેબલ પર માંથુ નાખે છે, ને નીશાશ બેસે છે.)

## પ્રવેશ ચોથો.

માતબર મેહેલનો એક ઓરડો. ગુલાં ગલેબંધ ગુંદતી ગાયણ ગાતી દાખલ થાય છે.

"SWEET HOME."

'Mid pleasures and palaces though we may roam,
Be it ever so humble there's no place like Home;
A charm from the skies seems to hallow us there,
Which, seek through the world, is not met with elsewhere.

CHORUS.

Home, home, sweet, sweet Home,
There's no place like Home,
There's no place like Home.

**મેહરજી**—(ગાયણ પુરું થતાં દાખલ થઈને) દીકરી ગુલાં, તારા મ-

રનાર જાલેજર કાકાના પેલા વીસવાસુ પેસતનશાહ સોલીસીટર તરફથી ટપાલમાં હમણાંજ એક કાગલ આયુંચ.

**ગુલાં**—તેવણ કાગલમાં સું લખેચ, બાવાજી ?

**મેહરજી**—તેવણ આપુને મુંબઈ પોતાને તાંહા પાંચ દાહરા ઘણી ખોંહસથી મેહમાન બોલાવેચ, ને લખેચ કે આવતા આસ્તાદ રોજને દાહરે તમારી ગુલબાંનુની સાલગરેહ છે, તે મુબારક દીવસ તમો બેઉ બાપ દીકરી મુંબઈ પધારી ગરીબનાં ઘેરમાં ગુજારો, ને નીકલો તારે તાર કરજો કે હું ઈસ્ટેસન પર લેવા આવસ. એ રીતે બચારો ઘણી આજેજીથી તેરૂં કરેચ.

**ગુલાં**—પણ બાવાજી, મંચેરશાહ ફુવાને ગુજરયાને હજુર તો બે મહીના થયાચ તેટલાં જસું તો બરયું નક્કારૂં લાગસે.

**મેહરજી**—નહીં દીકરા, આટલી બધી ખોંહસથી ઈજન કીધુંચ તેથી જવું તો જોઇસેજ તારા તેહમુરસ ફુવાને હક થયાને તો છ મહીના થવા આયાચ, ને જોકે તું કેહેચ તેમ મંચેરશાહને ગુજરવાને હજી બે મહીના પુરા થવાના છે, તોબી આવાં કદરસનાસનાં ઇજનને આપરે પાછું ફેરવ્યે તે સોભસે નહીં.

**ગુલાં**—જેવી તમારી મરજી.

**મેહરજી**—સારૂંજ થયુ કે એ તારા ફુવાઓ પોતાની દીકરીઓને ઠેકાણે પારવા પછીજ મારગે લાગા, પણ હાલ તો ચાલ, તારે મારાં તેમજ તારાં કપરાં ચપરાં વગેરે તૈયાર કરવાની તું ગોઠવણ કર, કે કાલે રાતની મેલમાં અતરેથી ઉપરી જઈએ.

[બેઉ જાય છે.]

---

## પ્રવેશ પાંચમો.

{ કાઉસનાં ઘરનો એક કંગાલ ઓરડો. દીવી પર એક ઝુંકતો દીવો બલેછે. કાઉસ એક ખાટલી પર મરવા સુતેલો છે. તેના પગ આગલ દીની બેસી રહે છે.

**દીની**—અરે પણ એકાએક એ મુઓ શો થઇ ગીયો ? મને શાદ

આપોની, કાઉશા, ઓ કાઉશા!

**કાઉસ**—ઓ, મારાં કલેજાંમાં કાંટા ભોકાયચ!

**દીની**—પણ હવે તાસ વીસ ના કરોની તો, નહીં તો વરી વેરનનો જીવ ઝીમાઈ જાશે! જા કાઉશા, માર મોણું, ને ડાકટરને લાવવા દેઓ.

**કાઉસ**--નહીં. હવે ડાકટરનાં ફાંફાં ફોકટ છે. મને ઝેરની અસર રગેરગ પસરી ચુકીચ.

**દીની**--પણ ઝેર કાંએ પીધાં? તમોને કાંન મોઆનાં જણયાંએ એ દોજખનો રસ્તો બતાવ્યો?

**કાઉસ**--મારાં અભાગ્યાં નસીબે. દીની, ઓ દીની, જરા મને હાથ આપ, મને તરો બેસાર કે મરવા પેહેલ્લાં મારા ગુનાહોની તોબ્જેસ કરી હું મારી ધભરાતી છાતી ખાલી કરૂં. (દીની તરો બેસાડે છે.) દીની, હું તારો અપરાધી છેઉં. તારી જુવાન વયે, તારાં માયબાપ ઘેરબાર ને તારાં વતનથી તુંને રવરાવીને રદબાતલ બનાવી મેં તારા આખ્ખા ભવની ધુર કીધીચ, તે મારાં પાપનો પસતાવો મારાં મોતની છેલ્લી ઘરીએ મને ધુજાવેચ.

**દીની**--અરે પણ તે વાત જાવા દેઓની! વરી હું તે મોંઈ કાં તમારાશે પાધરી ચાલીશ જો!

**કાઉસ**—તું પાધરી નહીં ચાલી તેમાં વાંક તારો નહીં પણ મારોજ છે. મારી લુચ્ચઈ ને નફટઈયે તુંને મારા તરફ તેવી બનાવી. (દીનીનો હાથ આંખમાં દાબી) દીની, મરતી ઘરીએ હું તારી પાસ પગે પરી માંફ માંગુંચ. તું મને માફ કરસે?

**દીની**—ઓ હારે મરોં, પણ તમે મરશો નહીં. હજુરબી પબ્ઓારી નાખી, તમે મારે માથે જીવતા રેશો, ને આપરે ઘણી ઘણોંણી શુખથી શાથેજ રેશું.

**કાઉસ**—નહીં, તે સુખને મેં આંધરાએ હજારો વખત લાત મારી દુર કીધું, પણ ઓ મારી આંખે અંધારાં આવેચ! મારી જબાં ખેંચાયચ! ઓ જરા પાણી, મને થોરૂં પાણી પા.

[દીની પાની લેવા જાએ જહાંગીર દાખલ થાએ.]

**જહાંગીર—**અરરર કાઉસ ! આએ તારા સું હાલ. અરેરેરે કમ-બખત, તેં ઉછાછલાં પગલાંથી આએ સું મોહકાન વારી દીધી !

**કાઉસ—**કોણ, જહાંગીર ? અરે મેં મારી જીંદગીના ચાલતા વખતમાં જરા બી તમોને ચાહયા નથી, તોબી મારાં તેરાંને માન આપી તમે તથા દીની આખર મારી મરતી ઘરીએ આવવા જરાક બી કમ-કમ્યાં નહીં ?

**જહાંગીર—**પણ તુંને આએ નાદાની કરવાનું સું કારણ મલ્યું ?

**કાઉસ—**મારા રૂપાએ ખુટી ગીયા, મારી પાસ ખાવાની ખાખ નહીં રેહી. દોલતમંદ થવાના લોભમાં સવરા રસ્તામાં નહીં ફાવ્યાથી આખર અવરા પછારા મારતાં જુગાર, દારૂ, તેમજ બીજા બુરા કામોમાં હું ઘણો અટવાયો, પણ ખુદ ખુદાજ મારા સામે રૂઠેલો હોવાથી સદા મારો પાસો અવરોજ પરતો આયો, ને તેથી તેવાં જીવતરે જીવ્યા કરતાં મરવું વધારે ગમવાથી આંધરાં ઝનુનમાં આવી મેં આએ રસ્તો લીધો. હવે ભઈ જહાંગીર, દીનીએ તો મને માંફ કીધુંચ, પણ મારી મરતી ઘરીયે હવે તમે બી મને માંફ કરો ?

**જહાંગીર—**કાઉસ, ખરેખર તારાં પાપ ઘણાં છે, પણ હું દીલો-જાનથી ચાહુંચ કે જેમ હું તુંને માફ કરૂંચ તેમજ તે કીરતાર બી તુંને તારા સઘલાં પાપ માંફ કરો !

**કાઉસ—**હવે છેલ્લે ભઈ જહાંગીર, તમે જો મેહરજીકાકા ને ગુલને મલો, તો મારી તરફથી કાકલુદીભરી માંફ માંગજો, પણ ઓ ! મારી રગો તણાયચ. મારી છાતીમાં બરતાંના ભરકાં ઉઠેચ. મારી આંખે તમ્મર આવેચ-ઓ—

(ઉઠે છે—અને તાસવીસ કરી પાછો પટકાય છે.)

**દીની—**ઓ કાઉશા, શોં છે, અરે જરા બોલોતો ખરા ?

**કાઉસ—**ઓ-મ-મ-મને અં-ધાં-રાં-આવેચ ઓ-દી-દી-દીની જહાં-ગી-ગીર માંફ-માં-માંફ કરજો, મ-મરૂંચ-ખોદા-ઓ-ખોદા મરૂંચ, માંફ કરજો.

(મરી જાય છે.)

**દીની—**ઓ ખોદા આએ શોં જોલમ ! હવે મારોં શોં થાશે, ઉં કાં જાશ, ઓ કાઉશા !

(દીની રડે છે, જહાંગીર ધીરજ આપેછે.)

**જહાંગીર**—બાઇ, હવે ગમ મોકુફ કરી એ જવાંનના રવાંનને ઠેકાંણે પારવાની ગોઠવણુ કરો, કે જેને લગતો બધો ખરચ હું આપુંચ; તેમજ તમો પોતા માટેબી કંઇ ફકર ના કરો. હું તમોને દરમાસે પચ્ચીસ રૂપીયાનો પગાર પોંહચારયો જવસ, જેથી તમો આબરૂમાં રહી મરનારનાં રૂવાંન પર રૂરી દુવાઓ ચાહજો.

(દીની ઘણી રડે છે, જહાંગીર ધીરજ આપે છે.)

## પ્રવેશ છઠ્ઠો.



{ પેસતનશાહનાં ઘરનું એક સારૂં દીવાનખાનું. ખરશેદજી ખાનદાની તથા સપલસા સાહુકાર સામ સામેથી આવતા જણાય છે.

**ખરશેદજી**—હોલ્લો દોસ્ત સપલસા, કયારે આયા ?

**સપલસા**—પાંચ મીલીટ થઈ, હમણાંજ ડ્રાઇંગ રૂમમાં પેસતનશા ને તેઓના પેલા સુરતી પહરોણા મેહરજી ને તેવણુની દીકરીને હું મલ્યો. બરજો બી આવેલા છે. તેવણુથીજ મેં જાણ્યું કે તમે બી આવેલા છેઓ.

**ખરશેદજી**—હા, હું તો પાંચ વાગેનો આયોચ. આજનાં ઈનવીટેશનની ચીઠ્ઠી તો આવેલી હતી, ને વરી બપોરે પેસતનશા બી અંગ્રેજ બજારમાં મલ્યા તારે કેહેજે મારા સુરતી પહરોણા મેહરજીને આવતાં વાર તેવણુના ભુંડા ભત્રીજા કાઉસનાં મોહતનો ઘણોજ ગમ લાગોચ, ને તેથી જરા તમે આવસો તો તે લોકનું બે ઘરી મન વેરાસે.

**સપલસા**—મને બી એવીજ મતલબનું લખ્યુંતું. ખરેખર, મરનાર કાઉસને હક થયાને વાત કરતાં આજે આંઠ દાહરા થયા, તોબી હજી એ અસીલ બાપ બેટીની આંખનાં આંસુ સુકાયાં નથી. હમણાં બી મુલાકાત થતાં એજ વાત કારીને આંખ પાણી કીધું.

**ખરશેદજી**—ખેર, ખોદાનાં કીધા પર કોઈનો ચારો નથી; પણ આજે તમુને લેટ ઘણું થયું !

**સપલસા**—હા દોસ્ત ખરશેદ. (ગમગીનીથી) જે દુખની વાત મેં

તે દારે તમારી આગલ કીધીતી તે વાતનો પતો હું અંતે નહીં ધારેલી રીતે આજે મેલવવા પામ્યોચ.

**ખરશેદજી**—(ઉલટથી) ત્યારે સું અંતે તમારાં કમનસીબ ધણ્યાંણીનો પતો મલ્યો ?

**સપલસા**—મલ્યો ખરો, પણ ઘણાંજ કમનસીબ સેવટથી હું માહીતગાર થયો. તે મારી નેકજાદ મોહરદારે આએ દગાબાજ દુન્યાનો દોર જેટલો ખમ્યોચ તેટલો થોરો છે. તેની જઇફ માતાનાં મોહત પછી તે અબલા જવાન વએ આએ બોહલી ધરતી પર રવરી પરી, ને તેણી હમેલથી ફરાગત પાંમ્યા પછી મુંબઈમાં એક ગરીબ ને કંગાલ પણ દયાલુ કુટુંબને આસરે જઈ પરી.

**ખરશેદજી**—તારે સું તમુને તમારા બાપે જબરીથી ચીન મોકલ્યા, તે દરમ્યાન તે કમનસીબ અબલા હમેલદાર હતી ?

**સપલસા**—હા.

**ખરશેદજી**—ને તારે તમોને એ બધી ખબર કોણે આપી ?

**સપલસા**—એક જઈફ પારસી મને આજે હમણાંજ પુછતો આયો. તેનાંજ ઘેરમાં મારી કમનસીબ કુંવર હમેલથી ખલાસો પામીતી.

**ખરશેદજી**—પણ તારે તે પારસી આજ વેર કાંહ ભરઈ રહયો તો જે રેહી રેહીને છેક હમણા નીકરી આયો ?

**સપલસા**—તેનાં કેહવા મુજબ આગલ તેણે કંઈ એક ભયંકાર ટરકટ ને કાવતરું કીધુંતું, જે પાપ ફુટવાથી હું ચીનથી પાછો ફરયો તે આગમચનો તે પકરઇ ગીયોતો, ને તેને તેવીસ વરસના દેસ તરીપારની સજા થઈતી, જેમાંથી તે હમણાંજ છુટટો થવા પાંમ્યો.

**ખરશેદજી**—પણ તારે પેલી તમારી કમનસીબ મોહરદાર ને બચ્ચાંનું સું થયું ?

**સપલસા**—ધણીની જુદઈના ઝુરાપાથી તેની છાતીમાંનું દુધ સુકઈ ગીયું, ને પૈસાની તંગીને લીધે બીજું ઉપરનું દુધ આપવાની બી જોગવઈ નહીં હોવાથી તે બચ્ચું ઘણું તવલ તવલ કરવા લાગું. એ કકલાત ને હાએ વેલા મારી કુંવરથી નહીં ખમાયાથી એક દાહરો કુંવરને કંઈ

અજબ ફીકરૂં થઈ આયું, ને તે બચ્ચાંને લેઈને સ્ટેસનપર ગેઈ, જાંહ કોઈ પારસી તેની બૈરી સાથ મેલ ત્રેનની વાર જોતા ઉભેલાં ઉતાં, તેં લોકને અરજ કીધી કે "આએ બચ્ચાંને એક મીલીટ સંભાલસોજી? ને પછી પોતે તાંહથી નાહસી ગેઈ.

**મેહરજી**—(ઉતાવલમાં ધસીઆવી ને) હેં ? સું ? સ્ટેસનપર બચ્ચું એક મીલીટ સંભાલવા આપ્યું ?

**સપલસા**—
**ખરશેદજી**— } સું છે, મેહરજી સેઠ સું છે ?

**મેહરજી**—દોસ્તો, મને માંફ કરજો, કેમકે તમારી એકાંત વાતમાં મેં નહીં ઘટ્ટી ખલલ કીધીચ, પણ હું આએ ઓરડા આગલથી પસાર થતાં તમોને અરજતું એમ બોલતાં સાંભરવા પાંમ્યો કે સ્ટેશનપર કોઈ પારસી ને તેની બૈરી ઉભેલાં ઉતાં તે લોકને એક છોકરૂં તપાસવા આપી તે બૈરી ગુમ થઇ ગેઇ.

**ખરશેદજી**—હા, તેનું સું ?

**મેહરજી**—તે પારસી હુંજ છેકે,

**સપલસા**—(ઉલટથી) હેં, તારે સું મારા બેટાનો પતો હજી બી મને મલસે ? ઓ કેહો, મેહરજીસેઠ કેહો કે તે મારો હકદાર બેટો કોણ છે ? કાંહ છે ? સું તે હૈયાત છે ?

**મેહરજી**—અફ્સોસ સદ હજાર અફ્સોસ સપલસેઠ કે તે બેટાને નાંધલેથી મોટો કરી હું પેટનાં બચ્ચાં પેરે ચાહવા ને પાલવા પાંમ્યો, પણ ફ્કત એકજ વરસની વાતપર મારાં ઘેરથી નારાજ થઈ તે મારૂં ઘેર છોરી ગીયો, ને હમણાં બે ચાર મહીનાની વાત પરજ હું જાંણવા પાંમ્યોચ કે તે બચારો બેહેસ્ત પાંમ્યો.

**સપલસા**—(રડીને) ઓ ગજબ ! અરે કમનસીબ, નહીં ધારેલો જારે મારા બેટાનો પતો મલ્યો તારે આએ નવી નાઉમેદી ! નવો જખમ !

(બધાં રડે છે પેસતનશાહ દાખલ થાય છે.)

**પેતસનશા**—(દાખલ થતાં અચરતીથી) અરે એ સું, દોસ્તો તમે બધા આંખ પાણી ભરોચ, તેનો સબબ સું ?

**મેહરજી**—પેસતનશા શેઠ, અમે બેઉ ખરા કમનસીબ છૈએ, મારાં

ઘેરમાં જહાંગીર નામનો જે જવાંન બચગીથી પલાયો ને મોટો થયો તેના આએ સપલસા હકદાર પીતા ઠઉયાચ.

**પેસતનશા**—(અજાયબી અને ખુશીથી) કોણ સપલસેઠ, જહાંગીરના પીતા! યા ખુદા! હું સું સાંભરૂંચ?

**ખરશેદજી**—તમે ખરૂં સાંભરોચ, મારા દોસ્ત તે જહાંગીર એવણનોજ હકદાર બેટો છે.

**મેહરજી**—તે જવાન મરી ગીયો, પણ--

**પેસતનશા**—નહીં દોસ્તો, હવે ગમ મોકુફ કરો, ને ખુશી થાઓ, કે જહાંગીરને તમે મુવેલો જાણોચ, પણ તે મુવેલો નથી.

**સપલસા**
**મેહરજી** } તારે સું જહાંગીર હૈયાત છે?

**પેસતનશા**—હૈયાત છે એટલુંજ નહીં, મુંબઇમાં છે એટલુંજ નહીં, પણ તે આએજ ઘેરમાં ને આએજ છાપરાં હેથલ હમણા પાસેના ઓરડામાં છે.

**સપલસા**—(અધીરઈથી) સું પાસેના ઓરડામાં?

**પેસતનશા**—હા. મેહરજી સેઠ, હું આજે જહાંગીરને તો તમારે હવાલે કરવાનોજ ઉતો, પણ હું નહીં જાણતોનો કે જહાંગીરને તેના બાપ સાથે ને એ બાપને જહાંગીર જેવા સપુત સાથે મેલવી આપવાનું માન બી મારાંજ નસીબમાં લખેલું છે.

**સપલસા**—અરે પણ તારે તે કોણ?

**પેસતનશા**—બરજો.

**સપલસા**—કોણ બરજો મારો બેટો! ઓ હું હરખથી ફાટી જવસ. યારો ખસો, મને તેને ગોદમાં દાબવા દોરી જવા દેઓ.

[ઉલટમાં દોરી જાય છે. બધા તેની પછવાડે જાય છે.]

## પ્રવેશ સાતમો.

{ પેસતનશાહનાં ઘરનું એક રોશનીથી ભરપુર આશારતે દીવાનખાનું ગુલાં તથા જાંહગીર વાત કરતાં દેખાય છે,

**ગુલાં**—જી એ તો ખરૂં, પણ તમારી સીકલ કંઇ ઘણીજ મારાં

ધ્યાનમાં આવેચ. બાવાજી બી મને તારના એમજ કેહતાતાં કે આએ ચેહરો આપરે કેથે જોયેચ.

**જહાંગીર**—નહીં બાનું, તમે ને તમારા નેકનામ પીતાજી કોઈ એક-મલતા ચેહરા વીશે ભુલાવો ખાતાં હોસો? બાઈ સાહેબ, હું પોતે જને તમોને આજેજ પેહેલ્લી વાર જોવા પામુંચ તો તમે મને આગલ જોએલો હોય એમ કેમ બને?

**ગુલાં**—તારે હોય બી, પણ તમે બોંમબેમાં ઘણુંના રેહવાસી હોસો?

**જહાંગીર**—હાજી.

**ગુલાં**—(શરમઈને) ને તમારા બૈરી છોકરાં?

**જહાંગીર**—બૈરી છોકરાંમાં તો સેવક પોતે. (હસેછે.) બાનું હું કુંવારો છેઉં. (ગુલ શરમાય છે ને રોમાલ હાથમાં લેઈ રમ્યા કરેછે.) ને હંમે કેથે ગોઠવઇ જવાનો વીચાર છે. કેમ બાનું, કંઈ બોલતાં નથી? (જરા વાર થોભીને પાસે જતાં) ગુલ બદન ગુલ—

**ગુલાં**—કોણ, તમે કોણ છે ઓ!

**જહાંગીર**—વહાલી ગુલ તું મને જે ધારેચ તેજ હું છેઉં. હું તેજ જહાંગીર છેઉં કે જે—

**ગુલાં**—(હરખથી) કોણ જહાંગીર?

**જહાંગીર**—હા જહાંગીર. મીઠ્ઠી ગુલ, બરજો મારૂં નામ નથી ને મુંબઇ મારૂં વતન નથી પણ આએ ખુદરતના ફેરફારો સાથે હું તેજ તારો સદાનો સાદો જહાંગીર છેઉ—

**ગુલાં**—ઓ જહાંગીર જહાંગીર, અમે તો તુંને મુંવેલો સમજીને રરી રરીને મરી ગીયાં.

**જહાંગીર**—તે તમ નેકનામોની મારા તરફની સાચ્ચા પ્યારની નવી સાહદત ને જીવતી જામીનગીરી છે.

**ગુલાં**—પણ જહાંગીર તુંને ઘેર તજી જવાની કોણે સલ્લાહ આપી!

**જહાંગીર**—એ ઘણી લાંબી વાત છે જે હું પછી વીગતે જણાવસ, પણ ટુકમાં જાંણ કે તારા નેકનામ મરહુમ જાલેજર કાકાએજ મને સ.

હલ્લાહ આપી પેસતનશાહના તાબામાં સોંપ્યોતો, ને તારી વરસગાંઠને દાહરેજ આપુને અતરે એકઠાં મેલવવાને તેઓને ફરમાસ કીધીતી.

**ગુલાં**—અં: તારે પેસતનશાહની મતલબ હવે મને સમઝ પરી.

**જહાંગીર**—વહાલી ગુલ હવે એ વાત જવા દે ને મને કેહ કે હવે સું તું મને ચાહેચ ? હવે તું મને તારા ભરથાર તરીકે કબુલ રાખસે !

**ગુલાં**--(ઘણીજ શરમાઇને ધીમે સાહદે) હા વાહાલા જહાંગીર. પણ હવે ચાલ બાવાજીને મલવા જઇએ. તેવણ તો તુંને જોઈને હરખથી ઘેલા બની જસે.

**જહાંગીર**—તે નેક બુજર્ગને ગોદમાં દાબવા મારૂં જીગર ઓછું અધીરૂં પરયુંચ એમ નથી, વાસ્તે ચાલ. (અંદર જોઈને) અરે પણ પેલા સપલસેઠ ગાંડા હાથ્થીની કાની ધરયા કાંય આવતા હોસે વારૂં ?

**સપલસા**—(અંદરથી) કાંહ છે જહાંગીર ! કાંહ છે તે મારો હક-દાર બેટો ?

**જહાંગીર**—જહાંગીર બેટો ! એ સું બોલેચ !

**સપલસા**—(દોરી આવીને ભેટતાં) મારા દીકરા !

**જહાંગીર**—મુરબ્બી, હું હજાર વાર તમારો દીકરો, પણ આએ કંઇ અસાધારણ મોહબતનો બાયસ મને સમઝાવસો ?

**સપલસા**—બાયસ ? બાયસ સમઝાવાની મારામાં તાકત નથી. મને હવે બેસવા દેઓ, હું હરખથી આજેજ થયોચ.

(ખુરસીપર બેસી જાય છે.)

**જહાંગીર**—યા ખુદા, એવું તે સું છે. કોઈ કેહસો ?

**પેસતનસા**—તે હું કેહું ! બેરાદર જહાંગીર એવણ તારા બાવા થાયચ.

**જહાંગીર**—(ઘણીજ અચરતીથી) મારા બાવા !

**સપલસા**—હા હું તારો હકદાર બાપ, મારા બેટા. (ભેટે છે)

**જહાંગીર**—ઓ બાપ, હું નથી જાણુતો કે કીયા સબબો ને સાહ-દતથી તમો મારા બાપ થવા ને ઠરવા પામ્યાચ, પણ આટલું તો હું પેહ-લ્લાંજ કેહવસ કે જે દીવસથી મેં તમોને જોયાચ તેજ દીવસથી મારૂં જીગર

તમો તરફ કંઈ નહીં સમજી શકાય એવા હરખ ને માનના જોસ સાથ ઉછલ્યા કરતું'તું. પણ સબર! મારા પીતાને હું ગોદમાં ચાંપવા પામ્યોચ તો મારી માતા વીશે બી હું તેટલોજ નસીબવાન છેઉ કે નહીં ?

**સપલસા**—નહીં દીકરા. જયારે તું દુધમલ બાલક ઉતો તારની તે ગુજર પામેલી છે, પણ બેહસ્તમાંથી બી આજના આ સુખી હીંગામને તે આશીરવાદ દેસે.

**મેહરજી**—પણ દીકરા જહાંગીર, એ તારાં સુખમાં તું મને તો વીસરીજ ગીયો ?

**જહાંગીર**—તમોને વીસરૂં ? કોઈ કાલે બી નહીં. મારા મુરબ્બી, મારાં સદાનાં સીરછત્તર, એક ધનવાન બાપનો આસરો તો હું આજેજ પામ્યોચ, પણ આજ વેર જેણે એક સગા બાપની જગા રાખી તેના તરફ નીમખહરામ થવા પેહલ્લાં હું પોતે આએ જોતી ચશમોથી આંધરો થઈ જવાને રાજી થવસ.

**મેહરજી**-મારા દીકરા, તારી ભલઈ ને સચ્ચઈમાં હું કદી ઠગાયો નથી.

**સપલસા**—મેહરજી સેઠ, પેસતનશાહ, હું તમારો સું ગુણ જાણુસ ? આવો એક બેટા-એક ખરો ખજાનો, મારે માટે-મારી જઇફીને વાસ્તે જાલવી રાખવા ખાતર હું તમારૂં સું હેસાન વારી શકસ ?

**જહાંગીર**—મુરબ્બીજી, આએ મારી ભવીશની મોહરદાર છે. જેમ એક દીકરો પામવા માટે તમો ખુશ છેઓ, તેમજ આએ મેહરજી સેઠની એક અસીલ બેટીને તમારી વહુ તરીકે બાહાલ રાખવાને બી ખુશી થાઓ.

**સપલસા**--હજાર વાર, મારા બેટા!

**મેહરજી**--સુગર તારે તે દાદગરના કે અંતે મારી તેમજ મારી બેહસ્તનની મુરાદ બર આવી. દોસ્તો, કાઉસનાં કમોહતનો મારી છાતીમાં ભારે ગમ છે, પણ આજના આએ દમબદમ બનેલા સુખી બનાવોએ જાણે મારૂં મોહતું મારી મરજી ઉપરાંત સુખથી પાછું હસતું બનાવ્યુંચ. દીકરી ગુલ, સસરાજીને પગે લાગ.

**ગુલાં**—(સપલસાને) મુરબ્બીજી, હું પગે લાગુંચ.

**સપલસા**—જીવતાં રેહો, મારા બચ્ચાંઓ, જીવતાં રેહો. મેહરજી

સેઠ, તે ફીરતારે જેમ તમારી બેટીને પૈસાથી મોહતાજમંદ નથી રાખી, તેમજ હું બી મારા જહાંગીરનાં નામ પર મારી તમામ દોલત કરી આપસ, કે જેથી એ ભાગ્યસાલી જોરૂં અમન ચમનમાં રહે.

**પેસતનશા**—ખરૂં છે. મરહુમ જાલેજર સેઠ હમેશ કેહતાતા કે સદગુનીનો પૈસો આલમને આશીરવાદ છે.

**ખરશેદજી**—ને તેમ હું હીમ્મતથી કેહુંચ કે એ દોલતનો રૂડો ઉપયોગ કેમ કરવો તે ભવીશનાં એ લાયકીવારાં ધણી ધણીયાણી બરાબર સમજેચ.

**ગુલાં**—ને તેમાં વરી તમારા જેવા મેહેરબાંનોનો જો અમારે માથે સાહયો છે, તો અમારી સદાની સાહદને અમે સદા યાદ કરસું.

**જહાંગીર**—ખરૂં છે મેહરબાનો. આએ **"ગામરેની ગોરી"** ને હું એક **"બુરજીગર ગામરયો"** ગરીબાઇમાંથીજ વધીને શેહરી ઠાઠ ને પૈસાનો છટકાવ પામ્યાંચ, જે બધું અમારી **ધીરજનું ધન** છે, ને તેથી અમારો એ આગલો ને જુનો અનુભવ અમારી નવી જીંદગીના નવા સફામાં અમોને સદા કામ આવસે.



# જાહેર ખબર.

## મી૦ બહમનજી નવરોજજી કાબરાજીનાં રચેલાં કુટુંબોમાં વિશ્વાસથી વાંચા[illegible] જોગ રસીલાં પુસ્તકો વેચવાનાં છેઃ—

"હેમજંગ દલેર." (વાર્તા) વધારેલી કીંમત રૂ૦ ૧॥ ટપાલ ખર્ચ ૦ )॥

"ધીરજનું ધન." (વાર્તા) ........., રૂ૦ ૧॥ ,, ,,

"કાવલાની કાંહાંણી."—ભાગ ૧ લો (વાર્તા) કીંમત રૂ૦ ૧॥ ,, ,,

,, —ભાગ ૨ જો ( ,, ) ,, રૂ૦ ૧॥ ,, ,,

,, —ભાગ ૩ જો ( ,, ) ,, રૂ૦ ૧॥ ,, ,,

,, —ભાગ ૪ થો ( ,, ) ,, રૂ૦ ૨ ,, ,,

" એક પથ્થરના પ્રતાપ ( ,, ) ,, રૂ૦ ૧ ,, ,,

"કાચા કાનની ખરાબી." (નાટક) ,, રૂ૦ ૦॥ ,, ૦॥

"બેહેરા બેહેલાકાકા." ( ફાર્સ )...... ,, રૂ૦ ૦। ,, ૦)॥

"ખુશરો પરીચેહેર." નાટકનાં ગાયણો ,, રૂ૦ ૦)= ,, ૦)॥

"વકા પર જકા." ( નાટક )............ ,, રૂ૦ ૦॥ ,, ૦)॥

જુગાર નાટકનાં ગાયણો.................. ,, રૂ૦ ૦)= ,, ૦॥

*** "સિપાહ બચ્ચાની સજની" ( વાર્તા ) અને "જુગાર" ( નાટક ) ની તમામ નકલો ખપી ગઇ છે.

**ઉપર લખેલા સઘલી ચોપડીઓ** ઘણીજ રસીલી નીતીમાન અને વાંચવા જોગ છે, અને તે સઘલી તેના બનાવનાર પાસેથી કોટમાં ફ્રીઅર રોડ ખાતેનાં તેઓનાં ઘરમાં લખવા અથવા મંગાવાથી મલશે, તેમજ અતરેના સર્વ જાંણીતા બુકસેલરોને ત્યાંથી બી મલશે.